હિરણ્યાકશ્યપને મારી કરી, ફાડ્યો થમ્ભ, પ્રગટ્યા હરિ.
ધ્રૂને અવિચલ પદ આપિયો, મેરુ તણે શૃંગે થાપિયો. ૮૩
બલિ રાજા ચાંપ્યો પાતાલ્ય, ઇન્દ્રાસન રાખ્યૂં ગોપાલ.
અનેક ભક્ત ઓધારયા હરિ; પાલ્યા દાસ; સપર્યા કરી. ૮૪
પાણ્ડવ જાતા રાખ્યા એવ, હવે હમે છે ભીષ્મદેવ.
ભીષ્મ થકા ઊગારો, હરિ!" એમ સ્તુતિ ધર્મે ઓચરી. ૮૫

બોલ્યા કૃષ્ણ: "સુણો, રાજન! 'ધર્મેજય'નૂં પ્રગટ વચન;
જય તમારી થાશે સહી; તે માટે દુઃખ ધરવૂં નહીં." ૮૬
સન્તોષી શિરચ મૂક્યો હાથ; યુદ્ધે પરવરિયા જગનાથ;
ભીષ્મસમીપે રાખ્યો રથ; બાણ બહુ વલી સાહ્યાં હાથ્ય. ૮૭
ઘોર વૃષ્ટિ થૈ સેના માંહ; સન્મુખ ચાલ્યા રાણારાય.
સેનાપતિ થયા ભીષ્મદેવ, [8]સર્વ જોધા આવ્યા તત્ખેવ. ૮૮

સમીપે આવ્યા કૃષ્ણ–અર્જુન; દેવદત્ત પઞ્ચાજન્ય-ધૂન્ય;
[10]સજ્યા માંહ નીસાણ ગડે, શરાતન શરાને ચડે. ૮૯
ત્યાં ભગદત્ત આડો આવિયો, મારી અર્જુન વ્યાકુલ થયો.
મૂકે બાણ બહુ ભગદત્ત, પાણ્ડવસેનનો આણે અન્ત. ૯૦
શકુનિ દુઃશાસન [11]મદભરયા; પૃથક પૃથક જોધાને વરયા;
સાગર સાત તણૂં જે પૂર, મારી સેના કીધી ચૂર. ૯૧
આપોપે તાં નાદ ભૂર; પડ્યા કોરવૌ વાતા સૂર.
શિખણ્ડી ને શલ્ય આથડ્યા; ભગદત્ત ને અર્જુન ભડ્યા; ૯૨
ધૃષ્ટદ્યુમ્ન ને ક્ષેમધર્મ; અભિમન્યુ–દ્રોણ પ્રાક્રમ; .
અશ્વત્થામા–સાત્યિક જોધ, કરે સઙ્ગ્રામ ધરીને ક્રોધ. ૯૩

---

૮. શરાતન વાધ્યાં અશ્વમેવ ક. ૯. ૮૮ મી પછી ક. માં એક લીટી વધારે:—

કટિપટકા તેડ્યા થાય, ચાલ્યા દેશદેશના રાય.

૧૦. ક. માં નથી. ૧૧. બલ સો. ૯.

દ્રુપદ ને સુશર્મા રાય, આવ્યા બાણ તણે તે ઘાય
વૈરાટ ને નાગપણી વીર, કરે સંગ્રામ [૧૨]સાહમ ધીર. ૯૪
દુર્યોધન નિરખે સંગ્રામ. પૂરે ભીષ્મ સહૂની હામ.
નદીના વેગ સમુદ્રે ભલે, તેમ ભીષ્મ સેનમા ફરી વલે. ૯૫
પાચે પાણ્ડવ રહ્યા એકઠા, ભીષ્મ-બલ માટે સામટા.
ચોથે પાસે થાય સંગ્રામ, શૂરા ધીર સમરે હરિનામ. ૯૬
કરે બાણ કેરી બહુ વૃષ્ટિ. સકલ યોધ દેવરાવે પૂઠ.
હસ્તીશું હસ્તી આખડે; ગજ પાસે ગજ તિહા ભડે; ૯૭
પાલાશું પાલા પરમાણ, બાણધાર સાથે તે બાણ,
મલ્લવિદ્યા સાધે મલ્લ-મન્ત્ર, ગદાયે ગદા મન્ચે છે જન્ત્ર. ૯૮
ભીષ્મભય પાણ્ડવને ઘણો, અનુભવ આવે હત્યા તણો;
બ્રહ્મચારયના કના પ્રહાર, કોણ સહે સમરથ ઝૂઝાર? ૯૯
"મારચા, મારચા" નર-મુખે થાય, મૂકી બાણ ને નાઠા જાય,
જાથા ઝાખર ટેકે ઘણા, બાણ વિકટ ગંગા-સુત તણા. ૪૦૦
મૃગપત્ત વસે જયમ મૃગ પસે, તેમ નાસે ત્યા ભીષ્મ વતે,
જેમ પાણ્ડવનમા હુતારાન, તેમ દહે દલ ડેગ તન ૧
નાઠી સેના પાણ્ડવ તણી, બાણવૃષ્ટિ ગંગાસુત તણી,
તેણે સમે થયા મધ્યાહ્ન, ઊતારે વલિયા રાજન ૨
પઞ્ચાયણનો શબ્દ સાભલી, પાણ્ડવ-સેના પાછી વલી,
સર્વ સર્વ સમ્ભાલે સાય, એક એકને પૂછે વાત. ૩
આવ્યા તેહને હેતે મલ્યા, નાવ્યા તે રણ માહા ગલ્યા.
ઊતારે આવ્યા સૌ કોય, છત્રીસવર્ણી પાક જ હોય ૪
રાજા સર્વ આરોગી કરી, વલી સર્વ ચાલ્યા પરવરી
સેન તણો નવ્ય લાભે પાર; કરતા બાણ તણા ટંકાર. ૫
ભલા ભલા કૌરવકુમાર, હર્ષભર્યા વાહે હથિયાર
કૌરવસભ્યા આવી મલી, પાલા રથ ગજ હય આકલી. ૬

---

૧૨. સબલ કે.

સેન્યાપતિ સબળો વસુ-અઙ્ગ, સકલ સેનાનો કરતો ભઙ્ગ.
તેણે સમે વૃકોદર વીર, આવ્યો યુદ્ધ કરન્તો ધીર. ૭
ગદા કર મધ્યે ઓપતી, સેના ક્ષય કરતો મહામતિ;
મેઘનાદ કરે બલવન્ત; હય ગજ રથનો આણે અન્ત. ૮
હસ્તી ઊડાડે આકાશ્ય; તે પુનરપિ ન આવે પાશ.
ફોજે ફોજ વૃકોદર ફરયા; હય ગજ રથ કીધા સાથરા. ૯
ભીમ ભુજાગલે કુઞ્જર ધરે, ચરણ્ય સાહીને ચૂર્ણ કરે,
ભીમ તણું રૂપ વિપરીતઃ જોઇ યોધા થાય ભેભીત. ૧૦
મોટાં કર્મનો કર્તા ભીમ; કરે સર્વને કાઢ઼ા હિમ.
તવ્ય ભીષ્મ આવિયા તાત; વૃકોદર વાવરતા હાથ. ૧૧
સાધ્યાં બાણ અસઙ્ખ્ય અપાર, જેમ કલ્પાન્ત કરે અઙ્ગાર.
ભીમ ઉપરય તે કીધી વૃષ્ટિ; મારીને લેવરાવી પૃષ્ઠ. ૧૨
જેમ પન્નગ રાફડે પલે, તેમ ભીમ-અઙ્ગ બાણ ગલે;
અલગો જૈ માંડ્યો સઙ્ગ્રામ, ભગદત્ત યુદ્ધ કરે જે ઠામ્ય. ૧૩
ભગદત્તે દીઠો પવનકુમાર, ગદા ગ્રહી ચાલ્યો નિરધાર;[૧૩]
શોભે બે જેમ પર્વતરૂપ, ભગદત્ત ને વૃકોદર ભૂપ. ૧૪
ચાલી આવ્યા અણિયો અણી, પ્રૌઢ઼ [૧૪]પુરુષ બે બલના ધણી.
ભીમે ચાલી કીધો ઘાય; ભગદત્ત કહેઃ 'ધન્ય પવનસુત રાય!' ૧૫
તેજે ગદા મારી ગુણવન્ત; 'જોજે તારો આણૂં અન્ત.'
મારી ગદા ભીમ લડથડે; પૃથ્વી ઉપરય જોધો પડે. ૧૬
સહદેવે આવી કીધી સાહ્ય; વકારિયો વૃકોદર રાય.
વકારિયો તવ વાધ્યો વીર; ગદા ગ્રહીને ચાલ્યો ધીર. ૧૭
ભગદત્ત મારચો ઝાઝો પ્રહાર; તેજે જોધ કરચો સહાર.
[૧૫]ગ્રહી ગદાનો કીધો ઘાય; ભગદત્ત પાડ્યો રણ માંહ્ય. ૧૮
વેગે તત્ક્ષણ આવ્યા બાથ, ભીમસેને વાવરિયા હાથ;
મારી મુષ્ટિ મસ્તક માંહ્ય; મુખની વાટે શોણિત જાય. ૧૯

૧૩. તેવાર. સૂ. ૧૪. ગદા પ્રૌઢ ગૂ. ક. ૧૫. કરી સો.

પાડ્યો શર પૃથ્વી જેટલે, સેના સર્વ વળી તેટલે.
મળ્યા એકઠા ભીષ્મ પાશ 'પ્રૌઢ પુરુષનો આવ્યો નાશ' ૨૦
ભગદત્ત મારી ભીમ જ વળ્યો; આવીને રાજાને મળ્યો.
"મારચો ભગદત્ત, ભડ રાજન! ધન્ય ધન્ય," બોલે રાય અર્જુન. ૨૧
વળી વિચારે પરમ સુજાણ 'રખે આવે ભીષ્મના બાણ!'
ભીષ્મ થકી ભય પામે સહુ, પાણ્ડવ કેરા જોધા બહુ. ૨૨
ભીમે રણમા કીધો સંહાર; બે ક્ષોણી મારચા નિરધાર,
ભગદત્તને મારી કરી, ગર્જ્યો જેમ ગાજે કેસરી ૨૩
ભીમ ભયંકર એવું યુદ્ધ, ગઈ સર્વ કૌરવની શુદ્ધય.
તેણે સમે ત્યા રજની થઈ, આવી ઊતારે સેના વહી. ૨૪
[૧૬]અર્જુન કૃષ્ણે કીધા નાદ, શંખ શબ્દ સાભળિયા સાદ;
આવ્યા ઊતારે સૌ જોધ 'ભીષ્મ તણો કુણ સહશે ક્રોધ?' ૨૫
[૧૭]એ ચિન્તા પાણ્ડવને મન્ય, 'ભીષ્મ હતના વશમા તન;
એક દિવસમા કીધૂ યુદ્ધ, ટાળી સર્વ યોધાની શુદ્ધય ૨૬
નવ દિન આપણ કેમ જીવાય? બાણ ભીષ્મના નવ્ય સેહ્વાય.'
કૌરવને મન્ય અર્જુનની ચિન્તા, તેમ પાણ્ડવને ભીષ્મ પિતા. ૨૭
જે પાણ્ડવે મારયું'તું સૈન; રુધિર નદીની ચાલી પરવેણ્ય,
[૧૮]ગજહય માસના કર્દમ થયા, કેના યોધ તણાઈ ગિયા; ૨૮
નર-મસ્તક કચ્છપ-આકાર, અસ્થિ પાણ્રજ બન્ધ સાર,
નર આભરણ, વેના વિસ્તાર, રથ તરે નાવને આકાર. ૨૯
કુંજર કેરા બેખા જેહ, રણપૂરે કૈં તાણ્યા તેહ.
પાણ્ડવ બેઠા કરે વિચાર; સાભળ, પરીક્ષિત તણા કુમાર' ૩૦
કૃષ્ણપદ પ્રણમે કુલદીપ. "પ્રભુ' અમે જીત્યા મહીદીપ;
સકલ જોધ માર્યા સહી, ભીષ્મપિતા જીતાયે નહીં. ૩૧

---

૧૬. ૨૫a-b પછી—આવે ઊતારે સેના વહી, જોઇ સર્વે સાંભરયૂં સહી ગૂ. ૧૭. ૨૬ a b પછી—ભીમના મનમાં નીરાંજ ધરી, ગ્રહ પ્રકારે સૈના હણી ગૂ. ૧૮ ૨૮ c-d અને ૨૯ a-b ક માં ઊ. ૫૮

એહના ભયથી રાખો, સ્વામ્ય! તમે સાથ થયાનું કામ."
એમ સન્તોષ્યા શ્રીભગવાન; "સુણો, વૃકોદર! બુદ્ધિ-નિધાન! ૩૨
તેહ પુરુષની જય ત્યાં થશે, જેહના કુલમાં ધર્મજ હશે.
તેહ વાતનો સન્ધે નહીં; વેદપુરાણે એ વિધ કહી." ૩૩
કૃષ્ણે મસ્તક્ય મૂક્યો હાથ; વળી સ્વામીએ કરયા સનાથ.
"લાગાં'તાં ભીષ્મ તણાં બાણ, નિવૃત્ત કરો, સ્વામી નારાણ!" ૩૪
સેવકને દીધો [૧૯]સંક્ષોભ: "જીતીશ, ભીમ! મ કરય મન્ય ક્ષોભ."
રજની સમો ત્યાં વહીને ગયો; થયું પ્રાત; સૂર્જ ઉદયો. ૩૫

## દિન બીજો-પ્રવેશ

સજે સૈન્ય જોધા શણગાર; પેરે ઉવરખ્યા(ને) જયસાર;
વાગાં બોહુતેર ગત્ય નીસાણ; શૂર સર્વને કીધાં જાણ. ૩૬
શઙ્ખનાદ કીધા સામટા; થિયા શૂર, મલિયા છે ઘટા;
ચાલ્યા સર્વ કરવા સઙ્ગ્રામ, ભીષ્મ-સેન હતાં જેહ ઠામ. ૩૭
મહા ઘોર મેલે છે બાણ, કહીં યોધના હરતા પ્રાણ;
ગર્જે છે અતિ અપ્પરક ધાર; પુરુષ કરન્તા મારામાર. ૩૮
સાત્વિક ને સુશર્મા ભડે; જયદ્રથ ધૃષ્ટદ્યુમ્ન આથડે;
ભડે શલ્ય ને સહદેવ; વચન બોલે મુખે તત્પેવ: ૩૯
"મામાજી! કરો છો પેરામણી, આ ટાણે ભલી ભાણજ તણી."
શલ્ય કરે સવલૂં જતન; ધીરા બાણ ધરે રાજન. ૪૦
સહદેવ કહે: "મામા! સાંભલો, ધરજ્યો બાણ, રુદયાથા ટલો;
આ ટાણે કયમ કીજે દયા? મારે, રાજા! તજવી મયા. ૪૧
ક્ષત્રી કુલનો એ છે ધર્મ: રણ મધ્યે કરવૂં પ્રાક્રમ.
સ્વજન સન્તોષ હોય ત્યાં લગે, ઊભા ન્હોય રણમાં જ્યાં લગે. ૪૨
જ્યોવન વૃદ્ધ અને જે બાલ, રણમાં ગણવો રહૂં ભૂપાલ.
તે માટે, મામાજી! સત્ય, કરો જુધ; મારે, ભૂપત્ય! ૪૩

૧૯. સન્તોક......દોય સો. ક.

ક્ષત્રીતનને કરુણા કશી ? " બોલ્યા શલ્ય વચન તવ હસી·
"સુણ્ય, ભાણેજ! ભલૂ તે કહ્યં, એક દિન્ય અન્ન કૌરવનૂ ગ્રહ્યૂં ૪૪
તે માટે તજવૂ થયૂ, ભાણેજ' નહીં તો કયમ દૂખૂ તુજ દેહ ?"
એમ કહી આવા ચાલિયા, જાણે મદમેગલ માલિયા! ૪૫
જ્યુધિષ્ઠિર ને દુર્યોધન રાય, સન્મુખ ઊભા બોલે ત્યાહ.
ધર્મ કહે· "તૂ થયો કુલ-અંગાર, સગા સર્વ કરાવ્યો સંહાર. ૪૬
તારૂં દુઃખ છે અમને ઘણુ, વળી વિશેષે સગા તણૂં
કપટ કરીને કાઢ્યા વન્ય, તે દુખ અમને છે ત્યા મન્ય. ૪૭
પઞ્ચાલીના કાઢ્યા ચીર, લાખાગ્રહમા બાલ્યા વીર;
[20]વિષમોદિક દીધા તે સહી, તે વાતે હૃદય ધરતા નહીં. ૪૮
આજ દુઃખ લાગે છે ઘણૂ, અહો દુખ કુલ જાવા તણું,
મોકલિયા વિષ્ટિ મહારાજ, પઞ્ચ ગામ માગવાને કાજ. ૪૯
તૂં તેને ઊઠ્યો મારવા, કૃષ્ણ દૂબ્યા તે કુલને ખોવા,
કુટુમ્બકાષ્ઠમાં તૂ ઘણ હુવો; ખાઇ સર્વને પોતે મુવો ૫૦
તારા અવગણનો નહીં પાર; તેં ભરિયા પૂરા ભણ્ડાર;
હવે આજ બેમા [21]કોણ મરે ? હસ્તિનાપુરની ભોમ્ય જ હરે." ૫૧
દુર્યોધન કહે "સુણો, ધર્મ ' ગર્ઠ વાત ન'ય બોલો મર્મ.
મુખે કહેતા લાગે લાજ, યુદ્ધ વિના કયમ ભાગે દાઝ ? ૫૨
[22]ચોપાસે લાગે સઙ્ગ્રામ, દુઃશાસન દ્રુપદ એક ઠામ્ય;
વૈરાટ ને શકુનિ બે ભડે, શિખણ્ડી કૌન્તીભોજ આથડે. ૫૩
કૃપાચાર્ય ને સાત્વિક જયોધ, અશ્વત્થામા નિકુલ વિરોધ,
શત પુત્ર કૈકે રાજન, જુદ્ધે કોપ નવ્ય મૂકે મન. ૫૪
રથે રથ, પાળાઇં પાળ, સૂંઢાળા સન્મા સૂંઢાળ.
ક્ષત્રીવટ યુદ્ધાયુદ્ધ કરે; અન્ય મારમ્ય કોય ન અ દરે. ૫૫
તે વેળા મહદ સઙ્ગ્રામ, પડિયૂં પાણ્ડવત્રેન વિગમ,
ક્ષોણી સેના કીધી હણૂં; પડિયૂં મેન તે પાણ્ડવ તણુ. ૫૬

20. "મદુઃખ ..દુઃખ ક. 21. કોણ ક–ગ. 22. આ કડી ગ. માં નથી

દુર્યોધન કેરા જે ભ્રાત, અષ્ટાદશ તે પામ્યા પાત,
નારાયણી જોધા બલવન્ત, ત્રણ્ય સહસનો આણ્યો અન્ત ૫૭
સુશર્માની સેન્યા ઘણી, હણ્યૂ પાણ્ડવે સે[૨૩] ક્ષોહણી,
ભીમે રણમા પાડ્યો સેર, રણક્ષેત્રે વાધ્યા અતિ વેગ ૫૮
અર્જુનને રોકે ભીષ્મ તાત, સન્મુખ બેઠા શ્રીયદુનાથ.
ભીષ્મદેવ કહે "અર્જુન ! સુણો, સદા જસ રેંશે તમ તણો. ૫૯
ભારથ ભલા કરો છો સાર, ધન્ય પાણ્ડવો છો સંસાર્ય,
પ્રાણ આગમીને યુદ્ધ જ કરો, શત્રુસન્મુખ સદાયે મરો. ૬૦
જીતતા જસ વાધે અત્ય, મરે તો નર પામે મુગત્ય
ધન્ય અર્જુન ! તારૂ સામર્થ્ય, દુર્જિનને જોડાવ્યા હસ્થ ૬૧
ધન્ય તમે હરિને વશ કરયા ભૂતળે ભલે તમે અવતરયા"
કૃષ્ણ કહે "સુણજ્યો, ગાંગેવ ! તમ અવતાર ઇચ્છે છે દેવ ૬૨
પાણ્ડવ પુત્ર તમારા સહી. એહને મારતા ઘટતૂ નહીં.
તમારે છે બે લોચન પાણ્ડવ ને વળી દુર્યોધન ૬૩
તમે વિકટ રચ્યૂ સંગ્રામ, પાણ્ડવને શૂ હણશો, સ્વામ્ય ?"
ભીષ્મ બોલિયા "સુણો વચન, અમે જમ્યા કૌરવનૂ અન્ન ૬૪
એહને અર્થે દેશૂ પ્રાણ, હશે 'ધર્મની જય' નિરવાણ,
અમે તો પ્રાણ આપી છૂટશૂ, એક વાતનૂ મનમા વસૂ." ૬૫
કૃષ્ણ કહે "તે કહોને તમો, જેમ રલિયાત થાઉ અમો"
ભીષ્મ કહે "સુણજ્યો, ભગવાન ! એહ વાતનૂ મનમા શાન ૬૬
દ્વારામતી પધાર્યા તમો, દુર્યોધન મોકલિયો અમો,
તમને તેડવા આવ્યા રાય, અર્જુન આવી બેઠા પાય ૬૭
ધૂન્ય ભાગ રાજાને દીધ, તવ તમે પ્રત્યગ્ન્યા લીધ
'આયુધનો તજવો આરમ્ભ,' સુણી વાત અમે થ્યા વશમ્ભ ૬૮
તમે મુખે બોલ્યા, ગોપાળ ! દન્તવક્રનો આણ્યો કાળ.
તે દિન પ્રત્યગ્ન્યા લીધા સહી 'અગ્રે આયુધ ધરવૂ નહી' ૬૯

---

૨૩ પાઍ સો પાચ ક

તે માટે સુણજ્યો, જગનાથ! મેં મનમાં કલ્રી એક વાતઃ
'ધરાવૂં તમને આયુધ;' એહની મેં વિચારી બુદ્ધ્ય. ૭૦
અનન્ત આયુધ ધરશો જદા, પાણ્ડવ તો ઊગરશે તદા.
ચક્ર ધરાવૂં તમને, નાથ! તો ગઙ્ગા જનની, શન્તન તાત. ૭૧
પાણ્ડવનો અન્ત હોશે તાત, જો ચક્ર ધરાવૂં ન, વૈકુણ્ઠનાથ!
ભાંજૂં રથ; પાડૂં કપિવીર; ધ્વજા સહિત છેદૂં શરીર. ૭૨
મુગટ પાડૂં મસ્તકે સમેત; પાણ્ડવને કાઢૂં રણક્ષેત્ર,
જો ચક્ર ધરશો, ચત્રભુજ! તમો, તો પાણ્ડવને પ્રસન્ન છૂં અમો." ૭૩
કૃષ્ણ કહેઃ "ગઙ્ગાસુત! સુણો; વિચાર મન્ય અમારે ઘણો;
બોલ્યા બોલ તે કેમ ચૂકું? સત્ય અમારૂં કયમ મૂકું? ૭૪
પાણ્ડવના પિતા છો સહી, તમ જેટલે અમારે નહીં;
અમે વચન ઊચારચા જેહ, કહો, "ભીષ્મ! કયમ મૂકું તેહ?" ૭૫
ભીષ્મ વદેઃ "ભલે ભગવાન! તમે તમારૂં રાખો માન,"
કરતાં વાદ થઈ શર્વરી, આવ્યા ઊતારે પરવરી. ૭૬
જમે ભોજન વિવિધ ભાત્ય; સૈન્ય સમ્ભાલ્યૂં ભીષ્મ જ તાત;
જણ જેહના મુવા તે જોધ, તેહ સ્થાનકય જૈ દિયે પ્રતિબોધ. ૭૭
ભીષ્મદેવ બેઠા સ્વસ્થાન્ય, ત્યાં આવ્યા દુર્યોધન રાજાન.
સાથે શકુનિ દુઃશાસન; મનમાં રોષ રવિનો તન. ૭૮
ભીષ્મ તણે પાસે આવિયા; દણ્ડવત્ પ્રણામ જ કિયા,
બોલ્યા મુખ્ય દુર્યોધન રાયઃ "પિતામહ! તમ લાગૂં પાય." ૭૯
પ્રણ્વી સર્વ બેઠા મલી, દિવસ-જુદ્ધ-વાર્તા સાંભલીઃ
"એક ક્ષોભ્ય પાણ્ડવના જોધ, સઙ્ગ્રામે પડિયા રણમધ્ય. ૮૦
આપણના શરા થિયા [24]સન્ત, કૈંક સેનાનો આવ્યો અન્ત.
હવે કહૂં: પિતામહ તાત! કરો કાલ્ય પાણ્ડવને ઘાત. ૮૧
તમ ટાલી તે કેને કહૂં? પાણ્ડવના પરિભવ કયમ સહૂં?"
વલતા બોલ્યા ગુરુ ગાઙ્ગેયઃ "સાંભલ્ય, કૌરવપતિ! તૂં એવ. ૮૨

૨૪. શાન્ત. સો. ગૂ.

પાણ્ડવ જીતાશે કયમ કરી, જેને પાસે સમરથ હરિ?
ધનુર્વિદ્યા તણો જે જાણ, અધિક એનૂં બલ પ્રમાણ. ૮૩
એ પાણ્ડવ જીત્યા કયમ જાય, જેને મસ્તકય [૨૫]ત્રિભુવનરાય?
વલી વિશેખે રાજા ધર્મ, સત્યવાદી પૂરણ પ્રાક્રમ્મ. ૮૪
અસત્ય [૨૬]કરી મનમાં આશ, તેહને કૃપા છે, ને વિશ્વાસ."
ભીષ્મ તણાં વચન નિરવાણ: "એ એક છે નર-નારાણ. ૮૫
અવનીનો ઊતારણુ ભાર, તે કારણ્ય એનો અવતાર."
વૈશમ્પાયન કહેઃ સુણ્ય રાય! સઞ્જે ધૃતરાષ્ટ્રને કહે ત્યાંહ. ૮૬

પૂર્વછાયો

ભીષ્મ-વચન તવ્ય સાંભલી, બોલ્યો દુર્ય્યોધનઃ
"પિતામહ કાયર થયા તે, સાંભલ્ય દિનકર-તન! ૮૭
જેને આદરય આદરયા, આપણ્ય મહા સઙ્ગ્રામ,
તે બોલે છે પાંતરાં; આપણને કિશ્યો ઠામ!" ૮૮
કર્ણ કહેઃ "વૃદ્ધ જ થયા; વિચત્ર છે તવ્ય મત્યઃ.
પ્રાક્રમ નિન્દે સર્વનાં. મોટા કહે તે સત્ય." ૮૯

---

[૧૩] ચોપાઇ દાવટી

વૈશમ્પાયન ઓચરેઃ સુણ્ય, [૧]જનમેજે રાય!
સઞ્જે-મુખથી સાંભલે, [૨]ધૃતરાષ્ટર તે ત્યાંહ. ૯૦
ભીષ્મ વાણી બોલિયાઃ "રાય! સુણો મારી વાત;
[૩]રજક તારૂં ખાધા માટે, કરીશ રણમાં ક્ષાત્ય. ૯૧
તારી આગલ્ય હરિ જે બોલ્યા, તેહ તજાવૂં બોલ;
ચક્ર ધરાવૂં ચતરભુજને, એમ મારો કોલ. ૯૨
કૃષ્ણ આયુધ નવ્ય ધરે તો, જીતવા જગદીશ.
અર્જુન મારૂં એકલો, બાણ સાધૂં વીસ." ૯૩

---

૨૫. વૈકુંઠ° સો. ક. ૨૬. કરી હતે વંચે વાસ. સો, ૧. પરીક્ષિતના તન. સો. ક. ૨. અમ્બાસુત રાજન. સો. ક. ૩. અન્ન તારૂં જમા માટે. ગૂ.

ગઙ્ગાસુત કહેઃ "કાલ્ય મારૂં, નિરખજો પ્રાક્રમ્મ;
અપત્ય-યુદ્ધ તો નહીં કરૂં, કરૂં ક્ષત્રી ધર્મ." ૯૪
પગે લાગી વલ્યા રાજા, ગયા ગુરુને પાશ;
ચરણ્ય લાગી જઈ બેઠો, મૂકતો નિઃશ્વાસઃ ૯૫
"ગુરુ! તમ વિના મુઝને કોણુ રાખે? ચરણ્ય મેલૂં શાસ.
ભીષ્મવાયક સાંભલીને, મારા મનમાં રીસ. ૯૬
પાણ્ડવ-પ્રાક્રમ પ્રૌઢ છે; કૃષ્ણુ કરે છે સાહ્ય;
સૈન્ય મારે આપણું; મારી દાઝ કેમ ઓલાય?" ૯૭
દ્રોણુ વલતા બોલિયાઃ "દુર્યોધન! કહૂં, સુણ્ય વાતઃ
પાણ્ડવ જીતાશે નહીં, જેને શીશ છે જદુનાથ. ૯૮
તેં અપત્ય કીધે જૂધ કીધૂં; હરચાં નારી-ચીર;
તારી વૃત્ત્ય ખાધે કરી, આ તમ તણૂં છે શરીર. ૯૯
દસ દિવસ ભીષ્મ પછેં, જોજો મુજ પ્રાક્રમ્મ.
જાણું છૂં તે જીતશે, જેને હશે ધર્મ." ૫૦૦
ગુરુવચન તવ સાંભલી, બોલિયો ભૂપાલ;
કર્ણ પ્રત્યે ઓચરચોઃ "સહૂ લવે આલપમ્પાલ." ૧
કર્ણ કહેઃ "કાયર થિયા, શું ધનુર્વિદ્યાના ધીર?
અર્જુન તમ વિદ્યારથી; તમે વદ્યા દાયક વીર. ૨
તે તમને કયમ જીતશે? એ કપટ કેરી વાત!
ધર્મ રાખો, શ્રીગુરુજી! રણમાં તે વાધે ખ્યાત." ૩
ગુરુદેવ વાણી ઓચરેઃ "દસ દિવસ પછી મુજ કામ;
પાંચ દિન રક્ષા કરૂં, 'હૂં' કરીને સઙ્ગ્રામ. ૪
જીતવૂં જગદીશ હાથે, પણ કરશું તે પ્રાક્રમ્મ;
પાપી પરલે યે જાશે, પ્રગટ રે'શે ધર્મ." ૫
દ્રોણુ-વાણી સાંભલીને, ગયા શલ્યને પાશઃ
"મારુ-રાજા! ચરણ્ય વન્દૂં, બલિયા બલપ્રકાશ! ૬

તમે મારે સાથ છો, ત્યાં નથી ચ્યન્તા આજ;
પાણ્ડવ પ્રાજ્ઞે કરીને, આપિયે અમને રાજ. ૭
સત્યવાદી છો તમે, અમ છત્ર છો, ભૂપાલ!"
વચન એવાં સાંભળી, શલ્લ બોલિયો તત્કાલ્ય: ૮
"અજ તમારૂં જમ્યા માટે, કરૂં મહા પ્રાક્રમ્મ;
જાણૂં છૂં તે જીતશે, જેહના[4] કુલમાં ધર્મ. ૯
'ધર્મે જય'નૂં વચન વેદે, કર્યૂં છે પરમાણ;
તેહની[5] જય સદા હોશે, એક નર-નારાણ." ૧૦
સુણી વાણી કર્ણ બોલ્યા: "સુણો વચન, મહારાજ!
અર્જુન મારૂં એકલો, મુજ મન્ય એવી દાઝ." ૧૧
શલ્ય કહે: "અર્જુન બલિયો, તેને કેમ જીતાય?
વૃદ્ધ વચન બોલિયા તો, જસ રહે જુગ માંહ્ય. ૧૨
અર્જુનનો અન્ત કોણે નથી, એમ વદે વેદ-વચન;
પ્રાક્રમ તે અમે દાખશૂં; તમે સદ્ધૈરો, રાજન! ૧૩
અર્ધ દિન સઙ્ગ્રામનો તે, શિરચ અમારે ભાર;
તે વારે પગ પાછો ભરૂં, નહીં ક્ષત્રીનો અધિકાર. ૧૪
કશી ચ્યન્તા મ આણુશો, અમે છૂં તમારા દાસ;
ભીષ્મ ઊભાં કશી ચ્યન્તા? ધરો મન્ય ઉલ્લાસ." ૧૫
આનન્દ પામી ઊઠિયો, સ્થાનકચ પોહતા રાય;
કર્ણ કહે: "આરોગ્ય હૂંતાં, [6]મન્ય કશી ચ્યન્તાય? ૧૬
અર્જુન મારા ભાગનો રાખજ્યો; સુણ્ય, રાજન!
પાંચને પ્રાજ્ઞે કરૂં તો, નામ મારૂં કર્ણ." ૧૭
કર્ણ-વાયક સાંભલીને, "ધન્ય" વદે દુઃશાસન;
"પાણ્ડવને પ્રાજ્ઞે કરીને, જીતશૂં જગજીવન." ૧૮

---

૪. °નો હશે સો. ૫. °તણો જસ. ગૂ. એ વચન ન° ગૂ. ૬. કશી ચ્યન્તા મન માંહ સો.ક.

પરિયાણ કરતાં ગઈ રજની, થયો પ્રાતરકાલ.
'સજો સજ્યા આપણી,' એમ બોલિયો ભૂપાલ. ૧૯

## દિન ત્રીજો-પ્રવેશ

'પ્રાતઃકાલે રચો સેના,' કરે નર તે સ્નાન;
હરિસેવા કરી હરખ્યા, આરોગ્યા રાજાન. ૨૦
આરોગીને વસ્ત્ર પેરયા; ધરયા સકલ શણગાર;
કવચ બખતર કટી કસ્યા; કરય ધરયા હથિયાર. ૨૧
શસ્ત્ર ધરિયાં વિવિધ પેરચના, કવચ [૭]ભાલાં ટોપ;
શૂર એવા તે સોભિયા, સુન્દર શોભે જોપ. ૨૨
ડાબી કટે જમડાઢ ધરિયાં, કણ્ઠાવલી કરમાલ;
કોક બાણ જે કહણધાગં, મુરતવન્તા કાલ. ૨૩
મુખે બીડાં પાન ચાવે; દિયે વિધવિધ દાન;
મજી સેના થમ્ભ પાસે, આવિયા રાજાન. ૨૪
વિવિધ વાજિત્ર વાજિયાં; નીસાણના નિર્ઘોષ;
દુર્યોધનની સેના કેરો, ગિયો સઘલો શોક. ૨૫
શર-વદને કલા ઓપે, રહું કે હો રાણ.
પાણ્ડવ સેના સજે આયુધ, પરમ તે પચ્ચાણ. ૨૬
ભીષ્મ ભારથ જીતવાને, વિચારે મન્ય તેહ;
પાણ્ડવ કેરી જય વઞ્ચે છે, સંગ્રામ કહું હું તેહ; ૨૭
કૃષ્ણ કેરી ભક્તિ કીધીઃ "સુણો સ્વામી! વાત;
ભીષ્મના ભય થકી અમને, રાખવા, જુગનાથ! ૨૮
ભીષ્મ ઊભા એનમા ત્યા, આપણી જય નવ્ય હોય;
બ્રહ્મચારય ભારથ્ય આવશે, ઊભૂં રહે નવ્ય કોય. ૨૯
દુર્યોધને રાત્યે જઈને, પ્રણિપત્ય કીધી કોડ;
દ્રોણ જઈને વીનવ્યા; વીનંતી કરી કર જોડ્ય. ૩૦

---

૭. ભાથા સો. ૬.

તે માટે સઙ્ગ્રામ કરશે; કેમ કરશું, નાથ?
પાણ્ડવ સેવક તાહ્‌રા છે, અહો અન્તરચ હાય. ૩૧
કષ્ટથી ઊગારિયા, આગે તે કૈક વાર;
તેમ આજ ઊગારવા, સ્વામી શ્રીજુગદાધાર! ૩૨
ભભિક્ષણને રાજ આપ્યૂં; કરચો રાવણ-નાશ,
તેમ અમને આપિયે; સમરથ છો, અવિનાશ!" ૩૩

વિનય કરતાં પ્રસન્ન થયા, બોલિયા અશરણશરણ:
"ભીષ્મ ભારથ આવિયા, આણુશે જોધા મરણ. ૩૪
પિતામહ નૈં થાય પ્રાજે, જેણે જીતિયા ફરશરામ;
ઉપાય કરો હવે આપણે, જેમ જીતિયે સઙ્ગ્રામ. ૩૫

દ્રુપદીને તેડીને, ધરાવો શણગાર;
ભીષ્મ ભણી તે મોકલો, સેવા-અર્થે નારચ. ૩૬
પઞ્ચાલીને ભીષ્મ કેહ્‌શે, મરણના ઉપાય;
થાશે કારજ આપણૂં;" ઓચરચા વૈકુણ્ઠરાય. ૩૭

સુણી વાણી કૃષ્ણની, પાણ્ડવ થયા રલિયાત્ય;
દ્રુપદીને સાદ કીધો, વદે વૈકુણ્ઠનાથ: ૩૮
"શૃઙ્ગાર ઉત્તમ ધરો, નારી! પલો પિતામહ પાશ;
ચરણ્ય લાગી આવજ્યો; પૂછશે તમ પરકાશ. ૩૯
આશીર્વચન જવ ઓચરે, તવ્ય બાંધજ્યો મુખ્ય વાત."
ભેદ દાખે શ્રીહરિ, વૈકુણ્ઠ કેરા નાથ. ૪૦

શણગાર સજીને પરવરયાં, જિહાં હતા ગુરુ ગાઙ્ગેવ;
કૃષ્ણા આવતાં નિરખિયાં, મુખ્ય બોલ્યા તાં તત્મેવ. ૪૧
ભીષ્મને પરણામ કીધો, બોલિયા તત્કાલ્ય;
લજ્જા પામ્યાં મનમાં, જે કેશ છૂટે બાલ. ૪૨
ગઙ્ગાસુત મુખ્ય ઓચરે: "તમે સદા રહો સોભાગ્ય;
આણે સમે તમે આવિયાં, કાંઇ વચન, વોત્તર! માગ્ય." ૪૩

દ્રુપદી વલતાં બોલિયાં: "તે[૮] થાશે કેમ નિરવાણ્ય?
કેમ પાણ્ડવ કુશલ રે'શે? તમે ધરી ઊભા બાણ. ૪૪
સૌભાગ્યવાણી ઓચરયા, તે કેમ હશે, મહારાજ?
સઙ્ગ્રામ્ય ચડિયા છો તમે, પાણ્ડવ હણવા આજ." ૪૫
ભીષ્મ વલતા બોલિયા: "હું મુખ્ય બોલ્યો જેહ,
સમુદ્ર મર્જાદા તજે, પણ હું ન ચૂકું તેહ. ૪૬
પાણ્ડવ પ્રાજે નહીં થાયે, જેહને સાહ્ય શ્રીભગવાન;
પાણ્ડવની ત્યાં જય હશે; વલી માંગો કાંઇ વરદાન." ૪૭
દ્રુપદી વલતાં બોલિયાં: "તમ મૃત્યુ કેમ નિરવાણ્ય?"
બ્રહ્મચારય વાણી ઓચરયા: "મુજ મરણ: સુક્રિત બાણ, ૪૮
ભાથે રહે અર્જુન કેરે, તેણે અમારૂં મરણ."
કૃષ્ણા વલિયાં વેગે થૈને, ભીષ્મનાં વન્દી ચરણ; ૪૯
પાણ્ડવ પાસે આવિયાં; લાવ્યાં મૃત્યુનો ભેદ:
'સુક્રિત બાણે મરણ છે,'. એમ વચન કહ્યાં છે વેદ. ૫૦
સાંભલી સહુ રલિયાત થ્યાં: 'હવે અભેદાન જ દીધ;
વચન લાવ્યાં ભીષ્મનાં; હવે કાજ સઘલાં સીધ.' ૫૧
આનન્દ પામી ચડ્યા પાણ્ડવ; વાજે છે નીસાણ;
શબ્દ તેના સાંભલી, થયું ભીષ્મને જાણ. ૫૨
સજી સેન્યા આવિયા, પાણ્ડવ-સન્મુખ એવ;
બાણ વિધવિધ કેરાં ધરયાં, જાણે પ્રગટ થયો કોપ દેવ! ૫૩
ઘોર વૃષ્ટિ કરી છે જેમ, મેઘ મુશલ-ધાર;
પાણ્ડવ સેના સબલ મારી, થયો હાહાકાર. ૫૪
[૯]તરણ મૂકી વન્ય સઞ્ચરયા; થર થર ધ્રૂજે દેહ;
ચરણ તાં ચાલે નહીં, થિર થમ્ભિયા છે તેહ. ૫૫

---

૮. એ બોલિયા સત્ય વાણ્ય. ક.—સો. માં નથી. ૯. ક. પૂ. માં ઊ. પા. સો. ઊ. પા. છેક છે.

[૯]ગમે ગમે જોધા પડ્યા; ઢળ્યૂં પાણ્ડવ–સેન;
જ્યોધ નાહા સબલ શૂરા, સિંહ્નભયે જ્યમ ધેન. ૫૬
અર્જુન બાણે છાઈ લીધો; ઊંચી ન કરે દષ્ટિ;
અવશ્ય જોધા રણે જીતીને, તે દેવરાવી પૃષ્ટ. ૫૭
કરે કૃષ્ણની વીનતીઃ "ઊગારિયે, અનન્ત!
ભીષ્મ કેરાં બાણથી, આવશે અમ અન્ત." ૫૮
તવ કૃષ્ણ બોલ્યાઃ "સુણો, અર્જુન! કરો રથ–સમ્ભાલ;
રાસ ગ્રહો, હું યુદ્ધ કરૂં." ઓચરયા શ્રીગોપાલ. ૫૯
અર્જુન-હાથે રાસ સોપી, ઊતરયા ભગવાન;
ગ્રોણો લૈને પરવરયા, જ્યમ જુવે સર્વ રાજાન. ૬૦
આવતા દેખી કૃષ્ણને, તવ ભીષ્મ હરખ્યા મન્ય:
"ભલે પ્રભુજી! પધારયા; ધન્ય આજનો દિન્ન.૬૧
જ્યેષ્ટિકાયે જ્યુદ્ધ કયમ થાશે? તમે સુણો, દીનદયાલ!"
અતિ [૧૦]આનન્દે બાણ સાધ્યૂં; પીજવ્યા ગોપાલ. ૬૨
બાણ વાગ્યૂં અર્ઙ્ગ સંધૂં, તવ પરવરયા પરમાનન્દ;
શરાતન વાધ્યૂં ઘણૂં; તે ભીષ્મમન્ય આનન્દ. ૬૩
[૧૧]"ચક ધરજ્યો, ચતુરભુજ!" એમ બોલ્યા ભીષ્મ જ વાત:
"પાણ્ડવને તમે સાહ્ય છો, શ્રીહરિ જગપતિ નાથ!" ૬૪
તેણે સમે તે બાણું સાંધ્યૂં, તે પડ્યો પવનકુમાર;
પતાકા ભાગી પડી; કપિ કરે હોહોકાર. ૬૫
તનમધ્ય બાણ જ ભેદિયૂં, તવ્ય કોપિયા હનુમન્ત;
કરે રીસે કલગલીઃ 'ભીષ્મનો આણૂં અન્ત.' ૬૬
પતાકાયે જઈ વલગ્યો, તે ભગ્જી તત્કાલ;
હનુમાન આતુર થઈને બેઠા, હાકલ્યો ગોપાલ: ૬૭
"અપત્ય કર માં, અઞ્જનીસુત!" વદે વિશ્વાધાર;
"જ્યોધને સઙ્ગ્રામ મધ્યે, સદા. કરવો પ્રહાર." ૬૮

૧૦. આદરે બાણ, ભૂકી. સો. ૧૧. 'સમાઇ રેહેજ્યો. ગૂ.

હનુમાન બોલ્યા: "સુણો, હરિજી! જેહને વાગે બાણ,
પ્રાણો લૈને પરવરયા, તે કારણ કશું, નારાણ? ૬૯
જેહને અંગે બાણ વાગે, તે સદા કાયર થાય;
ભીષ્મ-બાણે ભડૂં મારો થાશે, વૈકુણ્ઠરાય!" ૭૦
હનુમાન બેઠા પતાકાયે; પરવરયા ભગવન્ત.
ભીષ્મ કહે: "પ્રભુ! ધરો આયુધ; ઊગારો અર્જુન. ૭૧
જ્યેષ્ઠિકાયે યુદ્ધ નહીં; તે નહીં ક્ષત્રી-ધર્મ;
વૈકુણ્ઠવાસી ગયા નાસી, કાં ચક્ર ધરતાં કર્મ? ૭૨
ગોવિન્દ! હવે નુહિ ગૂઢરૂં; સમ્ભાલજ્યો મુજ બાણ;
પ્રત્યગ્ન્યાને પરહરીને, ઊગારો પાણ્ડવ-પ્રાણ. ૭૩
અર્જુન-કાજે આપ ખોશો; છો તમે ભક્તાધીન;
[૧૨]નહીં કાંઈ; સર્વ જોધને હું મનાવીશ મીન. ૭૪
ભલે, આવ્યા, ભૂધરજી! બેસો રથ, જદુ-ધીશ
અર્જુનની રક્ષા કરો, જગતપતિ જગદીશ!" ૭૫
ભીષ્મ-વાણી સાંભલી, બોલિયા બુદ્ધિનિધાન:
"પાણ્ડવ પુત્ર તમારા છે, આપવૂં જીવ્યત-દાન ૭૬
"તે તમારે હાથે કરી, રક્ષા કરો, રણછોડ!
પ્રત્યગ્ન્યા મૂકાવવાનો, [૧૩]છે અમારે કોડ." ૭૭
ગમોગમ્ય સઙ્ગ્રામ થાયે, કૃષ્ણ ભીષ્મનો વાદ;
સર્વ સન્ન્યા સાભલીને, પામિયા ઉલ્લાદ. ૭૮
"ધન્ય શાન્તનસુત!" વદે ત્યાં સર્વે રાણા રાય;
"કૃષ્ણ કમલાપતિશું, આ સમે ગોઠી થાય." ૭૯
ત્રણ દિવસ તો વહી ગયા, સઙ્ગ્રામ કરતાં શૂર;
તેણે સમે રજની થઈ, ને અસ્ત પામ્યો સૂર. ૮૦
જોધ સર્વે સ્થાનકેય આવ્યા, વાજે તે નીસાણ;
રથે બેઠા, શ્રીહરિ, સહ આવિયા સ્વસ્થાન્ય. ૮૧

૧૨. નેકાને(?) ગૂ. ૧૩. વાંછના અમને ગૂ. ૧૪. નારા. ગૂ.

ક્ષત્રીવટ સઙ્ગ્રામ કીધૂં; કૈં યોધ પામ્યા હારય.
તે દિવસે સંવ્વાદ કીધો, ભીષ્મ [15]જુગદાધાર. ૮૨
પાણ્ડવ પૂરા પ્રાક્રમી, પણ્ય ભીષ્મ સમો નહીં કોય;
સતવાદી સબલ પૂરા; બલ સુરિ–નર સૌ જોય. ૮૩
રવિ રથ ખઞ્ચી જુવે, અન્તરિક્ષ દિવ્ય વિમાન;
ભીષ્મના ભય થકી ધ્રૂજે, અવરય સહૂ રાજાન. ૮૪

કૃષ્ણ કહેઃ "પાણ્ડવ! પધારો, ભીષ્મ કેરે પાશ;
સેવા કરવાનો સમો; થાક્યા હશે પરકાશ." ૮૫
રજની વિશે પ્રસન્નગત્ય, પોતા પિતામહ પાશ;
ચરણ ભાડ્યા ચાંપવા, મનમાં ધરી [16]ઉલ્લાસ. ૮૬
ભીષ્મ કહે છેઃ "ભલે આવ્યા, પુત્ર મારા! આજ;
ધર્મ! તારી જય હશે; તારે પાસ છે મહારાજ." ૮૭

ધર્મ કહેઃ "તે કયમ હશે? અસત્ય બોલ્યા વાત;
ક્રૂર દષ્ટે યુદ્ધ કરો છો, અમને કરવા ઘાત. ૮૮
દુર્યોધનની જયને અર્થે, કરો છો સઙ્ગ્રામ.
અમને મુખે જય ઉચરયા, તે કેમ હશે, મુજ સ્વામ્ય?" ૮૯
ભીષ્મ કહે પાણ્ડવનેઃ "કૃષ્ણ છે તમ સાથ;
એ પ્રત્યગ્ન્યા મેં જ ધારીઃ જો ચક્ર ગ્રહશે નાથ, ૯૦

તો તમારી જય હોશે; સાંભલો, પાણ્ડુકુમાર!
તે માટે તમે વીનવો, જૈને [17]તા મોરારય. ૯૧
જુવો વિચારી, ધર્મરાજા! જો ન કીજે સઙ્ગ્રામ;
ક્ષત્રીધર્મ ચકા ટલિયે, રૌરો નરકનો ઠામ." ૯૨
કરી સેવા ઊઠિયા; આવ્યા છે સ્વસ્થાન્ય;
'ભીષ્મજીયે કશૂં ભાખ્યૂં?' પૂછતા ભગવાન. ૯૩

---

૧૫. ને અવિનાશ. ગૂ. ૧૬. હુલ્લાસ ગૂ. ૧૭. જુગદાધાર. ગૂ– ગ્રીછવો નોં. ક. ૧૮. ૰કા–શ્રામ... ૰ન સ્વામ્ય! સો. ક.

ધર્મ વલતા બોલિયા: 'જો ચક્ર ધરે ગોપાલ,
તો તમારી જય હશે;' એમ ઓચરયા તત્કાલ્ય. ૯૪
જય અમારો તમારે હાથ; સુણો, ગરુડ-લાઞ્છન!
પાણ્ડવનૂં કુલ રાખવા, ધરો સુદર્શન. ૯૫
[19]ચક્ર ધરતાં, ચરણદાયક! કશી તમને ખોટય?
પાણ્ડવ આજે થાશે, પ્રભુ! એ ભીષ્મ કેરી ચોટ. ૯૬
શન્તનસુત રવિ પ્રગટ્યો, તવ્ય તિમિર ત્યાહૂં જાય;
ફરશરામ જેણે જીતિયા, તેને કોણ રાણારાય? ૯૭
કેસરી એક જ પ્રગટ્યો, ગજ યૂથ કોડાકોડ્ય;
દૃષ્ટિ દેખી ત્રાસ પામે; જાય મુખ મચકોડ્ય. ૯૮
ભીષ્મ જવ્ય ભારથ્ય ચડે, અગ્નિ દહે જેમ વન્ન;
તે માટે, શ્રીકૃષ્ણજી! ચક્ર ધરો, જગજીવન! ૯૯
શત્રુ હણવા કારણે, તમે ધર્યૂં નરસિંહ-રૂપ;
વારાહ અવની રાખવાને, ભુવન ચૌદના ભૂપ! ૧૦૦
અમરિખ-કારણ્ય અવતરયા; ભક્તનાં કીધાં કાજ;
અમ અર્થે ચક્ર ધરતાં, નહીં લાગે લાજ." ૧
કૃષ્ણ વલતા ઓચરયા: "પાણ્ડવ! રાખો ધીર;
ભીષ્મભય નિવારશું;" એમ, ઓચરયા શામશરીર. ૨
દસ દિવસ મુખે બોલિયા, તે લહો સર્વે વાત;
સાતમે દિવસે વાધશે, પાણ્ડવો! તમારી ક્ષાત્ય. ૩
ઈશ બ્રહ્મા સુર મલીને, કરે જો સઙ્ગ્રામ,
ભીષ્મને જીતે નહીં; સાંભલો, ધર્મ રાજાન! ૪
અન્તે એવૂં મુખ્ય બોલ્યા, તે કરાવશે નિરધાર;
તેહ કરશું તમ અર્થે; સુણો, પાણ્ડુકુમાર!" ૫
સન્તોષ સેવકને થયો; સ્વામી કીધા સનાથ:
પાંચે બાન્ધવ તણે મસ્તક્ય, મૂકિયો છે હાથ. ૬

---

૧૯. આ કડી ગૂ. માં નથી.

તેણે સમે પ્રભાત થિયૂં; પાણ્ડવ હરખ્યા મન્ન્ય;
સાત દિન સંગ્રામ કરવૂં, તે ચ્યન્તા છે અર્જુન. ૭

**પૂર્વછાયો**

અર્જુનને ચ્યન્તા ઘણી; વદે વૃકોદર વીરઃ
"આજ સેનાની વરણી કરૂં; જોજ્યો પ્રાક્રમ ધીર. ૮
ગદાયે જૂધ કરતાં થકાં, સૈનો આણૂં અન્ત;
કૈરવ કેરા સેનમાં, રઙ્ગે રમૂં વસન્ત" ૯

---

## દિન ચોથો-પ્રવેશ

[૧૪] **ચોપાઇ**

પ્રાત થયૂં; આવ્યા સર્વે જોધ; વૈરાટ દ્રુપદ કરે વિરોધ;
વૃકોદરની પક્ષે ગિયા; [૧]મલી જ્યોધ સૌ સામટા થિયા. ૧૦
'અર્જુનને વીસામો દિયો, જે જૂધ કરીને થાકી ગિયો.'
બિરદ શર બોલે અપાર, ઘટોરગચ્છ અભિમન કુમાર. ૧૧
સાત્વિક જોધા છે સપરાણ, વિવિધ આયુધ ધરિયાં બાણ;
ગદા શુર્જ કાતી કરમાલ; રઙ્ગે રણ્ય ચાલ્યા[૨] ભૂપાલ. ૧૨
દેવ-ભોગ આરોગી કરી, સકલ સેન ચાલ્યૂં પરવરી,
સેનાપતિ વૃકોદર વીર; પાછલ્ય સર્વ રિહ્યા છે ધીર. ૧૩
ગદા ગ્રહી ચાલ્યો પરવરી; મારયો જેમ માલે કેસરી,
શઙ્ખનાદ કરચો સપરાણ; સેન સન્મુખ આવ્યા જાણ્ય. ૧૪
વિકટ વદન ઝૂઝતી ઝાલ; કૈરવવંશ તણો તે કાલ,
પડિયો સેનામાં કેસરી; નાખે ગજને પૂછે ધરી. ૧૫
ઊડાડે ઝાલી આકાશ્ય; [૩]તિહાં વચમાં જાય છે શ્વાસ.
ભારથ ભીમ ભડ઼તો શર; રધિરનદી ચાલી તે પૂર. ૧૬

---

૧. સૈન્ય તણું તાં મુખ ઝાલિયો ક. સો. ૨. તાકાદ્દય ગૂ
૩. તાતા પૂરે બિરમે સ્વાસ. સો. ક.

"ધન્ય, ધન્ય," કહે કમનાપતિ, "તૂં સમો કોઇ થશે નથી."
લૈરવ ભૂત ન લાભે પાર, કરે રિધ્ધા આમિષનો આહાર ૧૭
ભક્ષે ભૂત મલ્યા અપાર, વૈમાન વ્યોમે નાવે પાર,
વરવાને આવે અપછરા, સુન્દર તે શણગારજ ધરચા ૧૮
સુન્દર રૂપ સોધીને વરે, વણુ મુવે રહી ચ્યન્તે ધરે,
પગ નેપુર કેરો ઝમકાર, સુન્દર ચીર પેગ્યિા નારચ ૧૯
જે જે મરશે સામે પગે, વે ચ્યી લીધા વગોવગે,
સુન્દર તે સુન્દરીના સાદ, વાજે વિધવિધ તણા તે નાદ ૨૦
દેવ સર્વ અન્તરચ પરવગે, પુષ્પવૃષ્ટિ ને જેજે કરે
અવની હરખી 'ટનશે ભાર,' ભાર-ઊતારણ હર્ખ્યા સાર ૨૧
હર્ખ્યાં પક્ષી આમિષ ચેગ, હર્ખ્યું ક્ષેત્ર લેવાને ભોગ,
હર્ષ ધરી ચાલ્યા સપગણ, મેવબિન્દુ છૂટે છે બાણ ૨૨
ભીમસેન ચઢિયા ભાગ્થ, એક ક્ષોહુણી મારચા સમરથ,
નર, કુન્જર ને હેમર હણ્યા, પાર ન આવે તેહજ તણા ૨૩
ભીષ્મ આડા હતા જેહ, મારીને જૈ પોતો તેહ,
ભાગી સેના કૌરવ તણી, ભીમ આવિયા ભીષ્મજ ભણી. ૨૯
વિપરીત વેગ દીઠા છે જવે, પાછે પગે નાઠા છે તવે
બાણવૃષ્ટિ પાછલ્યથી થાય, પ્રહાર ભીષ્મના નવ્ય મેવાય ૨૫

ચોપાઇ દાવટી

સન્જે કહે રાજા ! સુણો, ગધ્યાહ્ન યુદ્ધ જ એહ,
પછે રણમા થ યથૂ, સાભલો, રાજા ! તેહ ૨૬
ક્ષત્રીવટ તે ગખતા, પામે નહી ઓસાર,
શોણિતની ત્યા નદી વહે ખૂડે ગજ તોખાગ ૨૭
પછે અભિમન્ય આવિયો, પિનામહને સન્મુખ,
પાચ પુત્ર દ્રુપદી કેરા, *છે અતિમલ નિ શંક ૨૮

* તે સેનને મુખ. ૩ °તિ સન્મુ ૫ સો.

ભીષ્મ ઊપરે મેલતો, મન્ત્ર સાધીને બાણ;
ભાગી ધજા મહા જોધની; સારથિ તજિયા પ્રાણ. ૨૯
ભીષ્મને તાં કોપ ચડિયો; આણી મનમાં રીસ;
અભેમુન્ય ઊપરે સાધિયાં, બાણ તાં [પ]ચોવીસ. ૩૦

અશ્વ ચારે મારિયા: ધનુષ પડિયા કોડ્ય;
અભિમન્યુ નાસી આવિયો, સ્તુતિ કરે કર જોડ્ય: ૩૧
"રહો, રહો, ગાંડ્ગ્રીવ! ઊભા;" એહ્વી બોલ્યો વાણ્ય;
વલી અભિમન્યે મેલિયાં, બ્રહ્મચારય ઊપરય બાણ. ૩૨
પુનરપિ પતાકા પડી તે, કરી કટકા સાત;
સહસ્ર બાણે વેધવાને, તત્ક્ષણ ભીષ્મ જ તાત. ૩૩
કોપિયા ગાંડ્ગ્રીવ સુધા; મેલિયાં છે અસ્ત્ર;
અભેમન્યને વિરથ કીધો; અંગ્રે વાગાં શસ્ત્ર. ૩૪

અભિમન્યુ નાસી આવિયો, તે ભીમ પાસે રથ:
"કાકાજી! મને કરો કિ્પા; તમે છો સમરથ." ૩૫
ભીમ આવ્યા ભીષ્મ ઊપરય, ગાજિયો નવ્ય જાય;
સુરિનર અન્તરિક્ષથી જુવે; આશ્ચર્ય મોટૂં થાય. ૩૬

ભીષ્મને પાસે રહ્યા, પાંચ સેનાપત્ય:
નામ તેનાં સાંભલો; કહી દાખવૂં સત્ય; ૩૭

કૃતવર્મા ને શલ્ય રાજા; જયદ્રથ છે સુભટ;
દુર્મતિ બાન્ધવ બેહ, રણમાં ઊભા ઠઠ. ૩૮
ભીષ્મને પાસે રહ્યા, યૂધ કરાવા વીર;
શાન્તનસુત મહા સુભટ છે, ધનુર્વિદ્યાના ધીર. ૩૯
વલી અભેમન્ય આવિયો, જેમ અર્ક ઓપે કોટય;
ઇન્દ્ર જેવો પ્રાક્રમી: વઢતાં ન લાગે ખોટય. ૪૦

પ. ચાલીસ. સો. ૯.

ભીષ્મની રક્ષા કરીને મોર્છાવ્યા સર્વે જ્યોધ;
સુભદ્રાતન સજ્યા મારે, ધરીને મનમાં ક્રોધ. ૪૧
પાર ન લહૂં પિતામહનો, જેમ [૬]ઓપે કાલ;
પાણ્ડવ સન્મુખ પેખતાં, ભડ્કતા ભૂપાલ. ૪૨
ધૃષ્ટદ્યુમન તવ્ય આવિયો, અભિમન્ય કેરી સાથ;
પાંચ મહારથી ઊહિયા; તે વલી નાઠા જાય. ૪૩
તત્ક્ષણુ નાસી આવિયા, ભીષ્મ કેરે પાશ;
"ગઙ્ગેવ! રાખો અમને, નહીં કાં થાશે નાશ." ૪૪
તે સમે ભીષ્મે બાણુ સાંધ્યાં; અશ્વ મારચા ચ્યાર; .
સારથિ સોતો રથ ભાંગ્યો; કરે છે સંહાર. ૪૫
પછે ત્યાં ભાંગી ગયો, અભિમન કેરો રથઃ
'રાખો અમને મારતા; રક્ષા કરો, પારથ!' ૪૬

ચોપાઇ

અર્જુન પાસે અભિમન ગેયો; સેન્યામાં વૃકોદર રહ્યો;
પાછો વલીને જોયૂં સહીઃ સુશર્મો યુદ્ધ કરે વહી. ૪૭
મારયા નરકુઞ્જર અપાર; ભીમસૈન્ય માંડ્યો સંહાર;
કૌરવસેના કારઙૂં થઈ; તત્ક્ષણુ જયદ્રથ આવ્યા સહીઃ ૪૮
"ભલો વૃકોદર કાલ કૃતાન્ત, ઘણા પુરુષને આણે અન્ત;
તારી આગલ્ય કોણુ ઊગરે? તૂંને દીઠે યોધા મરે." ૪૯
એમ કહીને સાંધ્યાં બાણુ; ભીમચરણ્ય વાગૂં નિરવાણુ;
ચાલ્યો ગદા લઈ જેટલે, જયદ્રથ નાઠો તેટલે. ૫૦
કુરઙૂંની પેરય નાઠો જાય; આવ્યા ભીષ્મદેવ તે ત્યાંહ;
દેખીને વૃકોદર વલ્યો; આવી કૃષ્ણુ,-અર્જુનને મલ્યોઃ ૫૧
"સાંભલજ્યો, ભાઇયો! સમરથ, મારયા યોધ બહુ મેં હથ;
જે દિશ ઊપરય જાઊં છૂં વલી, ભીષ્મ પિતામહ આવે વલી. ૫૨

૬. પરશે ગ

દેખૂં ભીષ્મદેવનૂં રૂપ, ત્યાંથી નાહૂશું, વિશ્વસ્વરૂપ!
તે માટે સુણજ્યો, યદુપતિ! સૈન્યાને રાખો, મહામતિ! ૫૩
એ ઊભા ત્યાં જય નવ્ય હોય; ભીષ્મદેવ નવ્ય જીતે કોય."
તેણે સમે ત્યાં રજની થઈ; આવી ઊતારે સેના વહી. ૫૪
જણ જણને સમ્ભાલે સાથ; એક એકને પૂજે વાતઃ
આવ્યા તેને હેતે મલ્યા; નાવ્યા તે તો રણમાં ગલ્યા. ૫૫

### પૂર્વછાયો

રાત પડી; યુદ્ધ વિસમ્યૂં; સુણ્ય, જનમેજે રાય!
કૌરવ કેરા સેનમાં મન્ત્રાણૂં મન્ત્રાય. ૫૬
ચ્યાર દિવસ યુદ્ધે ગયા; સાંભલ્ય, કૌરવ નાથ!
હવે રણમાં શું થયૂં, રાજા! સુણ્ય વિખ્યાત્ય. ૫૭

---

### [૧૫] ચોપાઇ

રજની તો જાયે છે પલી; દુર્યોધનની નિદ્રા ટલી;
સર્વેના મનમાં સન્તોખ; મરણ-કાલ પામશે મોક્ષ. ૫૮
મરતાં શ્રીહરિનૂં દર્શન; એહ થકો રૂડો કિહો દિન?
કાયર તે તાં જાયે ધામ્ય; શૂર કહેઃ 'કરશૂં સઙ્ગ્રામ.' ૫૯
'કુરુક્ષેત્રમાં પડશે તન આ ક્ષેત્ર છે બહુ પાવન.
આજ છે અમૃતની ઘડી; પડશે પણ્ડ ગદાશૂં ભડી. ૬૦
સ્રી-પુરુષ ભોગવશે કર્મ; આપણ રાખો ક્ષત્રી-ધર્મ.
પાણ્ડવબાણ ગઙ્ગાસુત ગ્રહે; શ્રીહરિ સામા સન્મુખ રહે. ૬૧
ઘણૂં કીધા રાજવિલાસ; પાલ્યા પુત્ર એહ પ્રકાશ;'
એમ વિચારે રાણારાય; શૂરાતન વાધે મન માંહ. ૬૨
એક કહેઃ 'દુર્યોધન ધન્ય, જે કૈં ઓધરશે રાજન;
મહા પાપના કર્તા જેહ, સ્વર્ગ પામવા સમરથ તેહ. ૬૩
છોડ્યા ચોરચાશીના દણ્ડ; ઓધારચા પાપી પરચણ્ડ;
ભલે અવતરચા અવની માંય; આવો સમો નહીં આવે ક્યાંય.' ૬૪

સઞ્જે કહેઃ ધૃતરાષ્ટ્ર! સુણો, મહિમા કહૂં તમ પુત્ર જ તણો;
પ્રાત થયૂં; ઊઠ્યા રાજાન; પવિત્રપણે કીધાં છે સ્નાન. ૬૫

## દિન પાંચમો-પ્રવેશ

નાનાવિધનાં આપે દાન; મન્ય ધરે હરિ કેરૂં ધ્યાન;
સજી સૈન્ય તે પાણ્ડવ તણૂં, મન્ય હર્ષ યોધાને ઘણૂં. ૬૬
રણસ્થમ્ભ રોપ્યો છે જિહાં, સેના સહૂ આવિયૂં તિહાં;
ગમે ગમે ત્યાં થયા હલકાર; ગમે ગમે શૂરા હોકાર, ૬૭
ગમે ગમે કાંસાં ઝલકિયાં; ગમે ગમે શૂરા બોલિયા;
ગમે ગમે ભેરી શઙ્ખનાદ; ગમે ગમે સીંધૂડા સાદ; ૬૮
બે દલમાં વાગે નીસાણ; ઢુમક્યા ગિરિશિખર પાષાણ.
સજી સેન ભીષ્મ આવિયા; શીસ નામીને ઊભા રહ્યા. ૬૯
સર્વેને આપે સન્માન; રથ્ય ચાલ્યા સોભે રાજાન.
વાજિત્ર વાજે મેઘસમાન્ય; બેઉ દલમાં વાગ્યાં નીસાણ. ૭૦
તારો પુત્ર મન્ય હરખ્યો ઘણૂં; 'હણશૂં દલ બહુ પાણ્ડવ તણૂં.'
[1]અતલીઅલિયા રણે ચડ્યા; જૈને રથે રથ આથડ્યા. ૭૧
દુર્યોધન-રથ્ય રેવન્ત ભલા; હેલામાં સૂધા હાંકલ્યા;
માર્યા પેરચ પેરચ કેરા માર; સોંઢ્યા સર્વે રાજકુમાર. ૭૨
દુર્યોધન અતિ પ્રાક્રમ્મ, આયુધ-અણીએ છેદે શર્મ;
દુર્યોધન કોદણ્ડ કરચ લીધ; અઘોર મન્ત્ર ઉપાસન કીધ. ૭૩
સુભટ સાત શિરચ માંડા ખરા; અશ્વરથ કાઢ્યા સોંસરા;
સારથિ સેના સમેત, મારીને કાઢ્યા રણક્ષેત્ર. ૭૪
મોઝબ્યો અર્જુનનો સુત; ઘટોત્કચ આવ્યો બલવન્ત;
દુર્યોધન બોલાવ્યો વીર; લોમ ધનુષ કરચ લીધૂં ધીર. ૭૫
વિદ્યા વિકસાવી વિશેખ; દુષ્ટે આયુધ મૂક્યૂં એક;
પાડ્યો ઘટોત્કચ પેલે બાણ્ય; પાણ્ડવસેન્ય પડ્યૂં ભઙ્ગાણ. ૭૬

---

૧. કહણ ઘોર કોહડ હડડ્યા સો. ૯.

રણક્ષેત્રમાં પડિયા વીર; અર્જુને કાને સુણી રીર;
કૃષ્ણ અર્જુન કરી વિચાર, ચાલ્યો રથ; હાંકયા તોખાર. ૭૭

ચોપાઇ દાવટી

યોધા કૈંક પડયા પછી, સુભટ ગલિયા સરવ રે;
ત્રણ્ય ક્ષોણી સુભટ સાથે, યુદ્ધે અર્જુન પરવરે. ૭૮
આક્રમ કૈરવપતિનું, સાહેર શું જલબોલ!
યોધ પાણ્ડવ હારિયા થૈ ક્ષેત્રમાં નીટોલ. ૭૯
સઞ્જે વાણી સાંભળી, રાય હર્ષ પામ્યા મન્ન્ય;
પુત્રનું રૂડું બોલતાં, રાજી થિયો રાજન્ન. ૮૦
સિંહાસનથી હરખિયો; થિયો ગોઠણ-ભેરય રાય;
ગાન્ધારી પણ હરખિયાં; સઞ્જેને લાગાં પાયઃ ૮૧
"પુત્ર મારો આક્રમી, પાણ્ડવ મનાવ્યા હારય;
તે પછી શું થયું, સઞ્જે! તે કહો વારંવ્વાર. ૮૨
પુત્ર મારા મરણ પામ્યા, કરતાં અતિ સંગ્રામ;
પાંચ કુશલ છે પાણ્ડુના; સમરય એના શ્યામ." ૮૩
સઞ્જે કહે છેઃ "કેમ છૂટે, લખ્યા લેખ જ સોય?
શ્રીકૃષ્ણે જે નિર્મિયું, દૃષ્ટાન્તે સહી હોય." ૮૪
દુર્યોધન જિહાં યુદ્ધ કરે, તિહાં આવ્યો પવનકુમાર;
વલ્યો પાછો વેગશું; એ રખે ફેરે હાર! ૮૫
ભીમ સન્મુખ કોય નાવે, એક વિના ભીષ્મ જ તાત;
એક બાણ લઈ બલવન્ત ઊઠયો; વાવરે છે હાથ. ૮૬
રણયોધ તાં મરતાં સહી, કરે રણસંહાર;
શોણિતની તાં નદી વહે છે; ખૂડે ગજ તોખાર. ૮૭
કૈં કૈં દેશના પડ્યા રાજા; પડ્યા કુન્તીભોજ;
ક્ષોણી એક સેના હણી; કીધો રણમાં ખોજ. ૮૮
અર્જુન રથ સમીપે આણ્યો; હરિયે ચલાવ્યો રથ;
'ભીષ્મ સામા હું ભડું; એહૂને દેખાડું તાં હથ.' ૮૯

કૃષ્ણે રથ ચલાવિયો છે, પિતામહને પાશ;
પગ પાછા નવ્ય કરે; 'હમણાં કરશું નાશ.' ૯૦

પછે પિતામહ કોપિયા; પાણ્ડવે દીધો પૂઠ,
ગર્જીવ કરતા ગર્જના; વક્ર કીધી દૃષ્ટિ. ૯૧

અર્જુન ઊપરય બાણ સાંધે; પિતામહના પ્રહાર;
ઘડી બે ચ્યાર વીર રણો; પાણ્ડવે ખાધી હારય. ૯૨

પાડ્યા પૃથ્વી તણા ભૂપત્ય; આભરણ ગયું ઉદ્યોન;
રણ જોતા વસ્યા પાણ્ડવ; રજની–સમો થયો [2]અસ્ત. ૯૩

"દેશદેશના રાય પડિયા; [3]નિગ્ખન્યો, અર્જુન!"
[4]જોઇને તવ બોલિયો: "સાભળો, જુગજીવન!" ૯૪

સકલ રાજા અમે મારયા, પ્રભુ! ભરાણા રોષ;
પ્રવાદ એહનો ટલકવે, પ્રભુ! કેને કહિયે દોષ!" ૯૫

કૃષ્ણ કહે છે: "જુવો કન્તા, વીમરયું ગીતાજ્ઞાન!"
"હા," કહીને પ્રભુને પ્રણમે; "મન્ય કહ્યું, ભગવાન!" ૯૬

સેના આવી સ્થાનકે; પાચ દિન થયા નિરધાર;
પાણ્ડવ પાચે આવિયા; વન્દિયા જુગદાધાર. ૯૭

ઊતારે તાં આવિયા; ધર્મ લાગે પાય:
પન્ચ સહસ્ર સહદેવે મારયા; સહસ્રમે અર્જુન રાય; ૯૮

ભીમે ભાંગી અધ ક્ષેણી; અતિ કીધું યુદ્ધ;
મહા સાહમી જોધા હન., તેહની ગઈ છે બુદ્ધય. ૯૯

સુણીને રલિયાત થયા: ત્યાં મધ્ય ગઈ છે રાત્ય:
ચિન્તા લાગી મનમા, ઉગરવા ભીષ્મ જ હાથ. ૧૦૦

---

૨. છની (?) અ. ૩. આ પાય કર્યું મધું મન્ય મો. ૪. નિરખી અર્જુન મો૦ સો.

## દિન છઠ્ઠો—પ્રવેશ

પ્રાત થયું સજી સેના, ચાલ્યા છે અર્જુન,
કૌરવ કેરૂં સૈન્ય આવ્યું, સજીને દુર્યોધન. ૧
હાથ્ય ફરશી, ગદા, ગુર્જ, નાલચક્ર, ત્રિશૂલ;
રણમધ્ય કરતા ગર્જના, અનર્થ કેરૂં મૂલ. ૨
ઝલકતે ટોપે સન્યા સજી, જેમ સાગર પૂર;
શકટ-વ્યોહ કૌરવે રચ્યો; સ્થાનકય થાપ્યા શૂર. ૩
આનન્દમાં રણતૂર વાજે; ગર્જના ગગને જાય;
૫દેખી બીના દેવનાઃ 'આ કશું યુદ્ધ જ થાય? ૪
વૃત્રાસુરને ઇન્દ્ર વઢિયા; ત્રિપુર ને મહાદેવ;
તેહ થકી આ અધ્યકું, હોય છે અશ્વમેવ. ૫
ઇન્દ્રસુત અપાર બલિયો; કોણ જીતવા સમરથ?'
વિકરાલ વદને ચાલિયા, દાખવા પાણ્ડવ હથ. ૬
દિગ્મૂઢ થાશે દેવતા, ઇન્દ્ર મનમાં દુઃખઃ
'ભીષ્મ ઊભા સેનમાં તાં, નહીં પાણ્ડવ સુખ.' ૭
એકી મૂઠચે ઊપડ્યા, પાણ્ડવ ઊપરચે જાય;
આવતા દેખી ભીષ્મને, કોરઙ્કા થયા સર્વ રાય. ૮
નાઠા જોધા ન જુવે ફરી; મટચો મનમાં રઙ્ગ;
અજા કેરા જૂથમાં, જેમ પડ્યો કેસરી સિંહ. ૯
તજી આનન્દ સર્વ નાઠા; નહીં શસ્ત્ર-સમ્ભાલ;
જાલાં ઝાંખરાં ઠેકતાં: "નાશો, આવ્યો કાલ." ૧૦
પડખે નહીં કોય પ્રીતમ સુતને; સુત પડખે નહીં તાત;
પીંડીયે ગોલા ચલિયા; મુખ્ય ન હોયે વાત. ૧૧
વિચલ્યે મનો વિચર્યૂં દેખે; 'શખ્ય, શખ્ય, ગાઙ્ગેવ!'
પડે નરને નર આથડી; આયુધ પડિયાં એવ. ૧૨

---

૫. અમર આકાશમાં કહે સો.

ભીમ-સખાયે અર્જુન આવ્યો; હાંકિયો હરિયે રથ;
હનુમાન-હાક ધજાયે, એમ ચાલિયા સમરથ. ૨૫
રાશ શોભે કૃષ્ણ-હાથે; ત્રાપડતા તોરંગ;
ભીષ્મ સન્મુખ અશ્વ પલતા; થાયે છે મનભંગ. ૨૬
હાંકે રથને હરિ ઘણો; અશ્વ ન ભરે પાય;
ટંકારવ કરતા થકા, ભીષ્મજી આવ્યા ત્યાંય. ૨૭
સાથે સહૂ સેનાપતિ, તેને વારે છે ગાંગેવ:
'અર્જુન ઉપરચ બાણ તમે, મૂકશો માં એવ. ૨૮
ક્ષત્રીવટ સંગ્રામ કરવૂં; એહ છે મોટો ધર્મ.'
ભીમ વારચો અર્જુનેઃ 'તમે કરો માં પ્રાક્રમ.' ૨૯
સર્વ સેના આંવી ચાલી, જે પલી તે પરમાણ;
૯ઠ્ઠું થૈને સેન ઊભાં, નિરખે વિદ્યા-બાણ. ૩૦
ભીષ્મ બોલ્યા મુખથીઃ "તૂં સાંધ્ય, અર્જુન! બાણ."
અર્જુને ટંકારવ કીધો; વલી કૃષ્ણને પરણામ. ૩૧
પ્રથમ બાણ તાં સાધયૂં, તેણે ચરણ પ્રણમ્યા એવ;
પગે લાગી વલ્યૂં પાછૂં, આવિયૂં તત્ખેવ. ૩૨
પછે અર્જુન્ય વિચારીને, અગ્નયસ્ત્ર કાઢ્યૂં બાણ;
વરુણાસ્ત્ર લીધૂં, ભીષ્મજીયે, તે વારિયૂં નિરવાણ્ય. ૩૩
પવનાસ્ત્ર સાંધ્યૂં અર્જુને; રથમ્ભાસ્ત્ર ભીષ્મજ તાત;
નાગાસ્ત્ર અર્જુને પેખિયૂં; ગરુડાસ્ત્ર ગાંગેવ-હાથ્ય. ૩૪
એમ અન્યોઅન્ય તાણિયાં; પ્રાક્રમ પેરય પેરય થાય;
એમાં કોઇ નવ્ય ઓસરે; બોલિયા છે વૈકુણ્ઠરાયઃ ૩૫
"ભીષ્મ! ભલ પ્રાક્રમ તમારૂં; દેવ હોય દિગ્મૂઢ;
અર્જુન કેરાં લાડ પાલો, ઉરય હોયે આરૂઢ." ૩૬
ભીષ્મ કહેઃ "ભગવાન! મૂકો, વચનનો મર્જાદ;
શર્મ સહૂની રહે, સ્વામી! હોય સહૂ ઉલ્લાદ. ૩૭

૯. ઠુમ્બ. ચો.

જરાસન્ધશું યુદ્ધ કીધું; તજ્યો રણનો ઠાય;
તે દિન્ય નાઠા, કૃષ્ણજી! અણુવાણા હતા પાય. ૩૮
કાલજ્યવનની આગલે, [9]ગિરનાર ચઢિયા, રાજ!
તે દિન્ય ક્ષત્રી-ધર્મ રાખ્યો; આજ થાશે ત્યાજ. ૩૯

ચક્ર ધરતાં, ચતુર્ભુજ! શું જાશે ક્ષત્રી-ધર્મ?
રથ ભાંગીશ તમ તણો; નિરખજ્યો મુજ પ્રાક્રમ." ૪૦
એમ કહીને બાણ સાંધ્યું; રથ ભેદ્યો તેણી વાર;
અઞ્જનીનો સુત લડથડ્યો; અર્જુન ભય અપાર. ૪૧

કૃષ્ણ કહે: "રથ વાળો; અર્જુન! અસ્ત પામ્યો સૂર;
સર્વ સ્થાનકચ સેના વળી, પ્રહાર પડિયા પૂર." ૪૨
પાઞ્ચાયણનો નિર્ઘોષ કીધો, વળ્યા પાણ્ડવ વીર;
ઊતારે કૌરવ ગયા; ભીષ્મ તે ધન્ય ધીર. ૪૩

આજનુ સઙ્ગ્રામ સારુ, કરયુ ગુરુ ગાંગેવ;
હર્ષ વાધ્યો કૌરવનેઃ 'દિન દિન ચઢે ભીષ્મદેવ. ૪૪
સાગરજલનો પાર નહીં, તેમ સઙ્ગ્રામે બ્રહ્મચારય;
આજ સઙ્ગ્રામ જોઇને, તજે પાણ્ડવે [11]ધારય.' ૪૫

દુર્યોધન આવી કરી, ભીષ્મનાં ચાંપે ચરણઃ
"આજ જેવા કાલ્ય વઢશો તો, આવ્યું પાણ્ડવ-મરણ. ૪૬
અમારી જય કરો, સ્વામી! આજ તમને ધન્ય;
યુદ્ધ સબલ આજ દીધું; માનિયું મુજ મન. ૪૭

હસ્તિનાપુરનું રાજ મૂને, આપવું તમે, તાત!"
સુણી વાણી ભીષ્મ કોપ્યાઃ "ધિક કૌરવનાથ! ૪૮
કતોહતાં ઉ હરિ: દેહનું વાઞ્છયું થાશે, વીર!
અમ તારૂં જમ્યા માટે, આપશું અમ શરીર. ૪૯

---

૯. રૈવતાચલ પૃ. ૧૦. પંચાયણ ક. પંચાયેન ગૃ. ૧૧. ધીરજ ક. સો.

નરનારાયણ બે મલી, એક છે સ્વરૂપ;
પાંચ પાણ્ડવ કૃષ્ણજી, ઊગરશે ઘટ સ્વરૂપ. ૫૦
અવરથનો સંહાર કરવા, ધરચો છે અવતાર;
નિમિત્ત આપે સર્વને; એનો છે એ વેવાર. ૫૧
જોધ સર્વે જૂધ કરશો; એ છે ભકતાધીન;
સેવક કેરો ભાવ દેખી, કૃષ્ણ થાશે દીન. ૫૨
જૂધે બલ જો પૂર્ણ ધરે, એ ક્ષત્રીવટની રીસ;
કદાચિત સેવક-કારણે, પ્રાણ તજે ભેભીત." ૫૩
એમ કહીને પ્રીછવ્યો, તે રાજા દુર્યોધન,
પગે લાગી પરવરચો તે, રીસમાં રાજન. ૫૪
એહ કથા એટલે રહી, પાણ્ડવ કેરી જાણ્ય;
"આપણી સેના આજ ભાગી;" ધર્મ બોલ્યા વાણ્ય. ૫૫
આંપણે [૧૨]આશ્રમ્ય આવિયા; જોધ બેઠા પાશ;
પાંચ પાણ્ડવ બોલિયા: "તમે સુણો, શ્રીઅવિનાશ!" ૫૬
ધર્મ કરતા વીનતી: "સાંભલો, દીનદયાલ!
સૂર્ય ઊગ્યે ભીષ્મ મારે; આવશે તાં કાલ. ૫૭
ભીષ્મના ભય માટ્ય, સ્વામી! અમે જાશું વન્ય;
પ્રથમ રૂપ જ પાલટી, વલી તાપસ ધરશું તન. ૫૮
કૃષ્ણ! કોઇ પરપન્ચ દાખો; ઊગરિયે તો કેમ!
ભીષ્મ ઊભા સેનમાં, ત્યાં કેમ રેશું એમ? ૫૯
અરુણ-ઉદયે આવી કરી, સન્યાનો કરશે ભર્ગ;
નથી ઊગરવું હવે, સ્વામી! સાંભલો, શ્રીરંગ! ૬૦
ભીષ્મરૂપિયા અગ્નિ માંહે, અમે કેમ ચમ્ભાય?
રાખો, સ્વામી! અમને; સાંભલો, જાદવરાય! ૬૧
સિંહ આગલ્ય અજાબલ તે, કશું, અશરણશરણ?
ભીષ્મ-ભયે સર્વ ત્રાસે; ધ્રૂજતી દીસે ધરણ્ય. ૬૨

---

૧૨. આ સને ગૂ.

દષ્ટે દેખી કેમ રે'શું ? સુણો, વિશ્વસ્વરૂપ!
ભીષ્મના ભય માટય, સ્વામી! કમ્પતા છે ભૂપ. ૬૩
ઇન્દ્ર, ધર્મ, વરુણ ને રવિ, મનમાં આશ્ચર્ય થાય;
પિતામહ છે પ્રાક્રમી; અમે તે કયમ જીતાય? ૬૪
અમારો આધાર છો; તમે વિના નહીં કોય;
રાખો; ભય હરો ભક્તનો; તમે કરો કરુણા સોય. ૬૫

રથ મૂકી રાય પળિયા, ભીષ્મના ભય માટય;
ભીમે થમ્ભ્યું સેન-કૌરવ; કાં વાળત ભડ દાટ. ૬૬
અર્જુન-અર્થે આવિયો તો, કાઇ રહી મર્યાદ;
ભીષ્મ સાથે ભુવન ત્રણમાં, કોણ કરશે વાદ? ૬૭

માબાપની સેવા વિશે તે, કુશલ એહનું મન;
જિત-ઇન્દ્રી મુનિ મોટા બ્રહ્મચારય રાજન. ૬૮
સત્યવાદી થઇ સમજો, અવતરયો છે અંશ.
સેના તેજ પ્રતાપથી, રાખવા, શ્રીરંગ!" ૬૯

સ્તુતિ સેવકે એમ કરી: "તમે રાખજો, ભગવાન!"
દ્રુપદી કહે: "કૃષ્ણજી! આપનું ઉત્તમ-દાન. ૭૦
ચક્ર ધરતાં, દીનાનાથક! કરી લાગે લાજ?
દુઃખ નાવે તમને, પાણ્ડવ કેરું, મહારાજ?" ૭૧

દ્રુપદી-વાક્ય સાંભળી, પ્રસન્ન થયા ભગવાન:
"તમ બાપથી એહનું મૃત્યુ છે, જેનું શિખણ્ડી નામ." ૭૨
ધર્મરાયે પૂછિયું: "એ કથા કેવા વાત?
ભીષ્મનું કેમ મૃત્યુ હોય, શિખણ્ડીને હાથ!" ૭૩

કૃષ્ણ વાણી બોલિયા: "સુણો, રાજા! વાત:
ભીષ્મે જે પ્રાક્રમ કરયું, તે કહું તમ વિખ્યાત. ૭૪
કાશીરાજ તણી પુત્રી: અમ્બે, અમ્બા નામ,
અમ્બાલિકા એ ત્રણ જાણો; તે રૂપ સુન્દર ધામ. ૭૫

તેનો માંડ્યો સ્વયંવર; તેડિયા અવનીરાય;
તે જાણ થયૂં ભીષ્મનેઃ 'પરણાવૂં મુજ ભાય.' ૭૬

રથે બેશી સઞ્ચરયા; મણ્ડપમાં ગયા જાણ્ય;
સર્વે રાજા દેખતા, કન્યા હરી નિરવાણ્ય. ૭૭
અજા કેરૂં યૂથ હોય ને, કેસરી હોયે એક,
વેર કરીને જાય નાસી, તો વાંસે કોણ વિશેખ? ૭૮

સર્વ રાજા રિહ્યા જોઈ; કોઈ નો સામો થાય;
ત્રણ્યને રથે ધરી ચાલ્યા, હસ્તિનાપુરી છે ત્યાંય. ૭૯
એક વાણી ઓચરેઃ 'મેં વરયો શલ્ય ભૂપાલ.'
વચન એવાં સાભલી, ભીષ્મને ચડિયો કાલ. ૮૦

તિરસ્કાર કીધો નારયનેઃ 'તૂં કિહાં ન પામિશ ઠામ.'
સુણી વાણી સાંચરી આવી શલ્યને ગામ્ય. ૮૧
શલ્ય કહેઃ 'સુણ્ય, સુન્દરી! હરી ગયા ભીષમદેવ;
કેમ આવી ઇહાં લગે?' તવ નારય બોલી એવઃ ૮૨

'તમે મારા મનમાંઃ તંમને વરી, રાજન!'
સુણી વાણી શલ્ય મુખથી, બોલિયા તવ વચનઃ ૮૩
'પરપુરુષના હાથ અડ્યા, તે કેમ વરિયે, નારય?
ઉપમાન બોલે પ્રજા અમને; ઇહાંથી જા નિરધારય.' ૮૪

તિરસ્કાર પામી પરવરી, ગઈ છે રામને ચરણ્ય.
ઋષિયે ભીષ્મને કહાવ્યૂંઃ "શું કરયૂં આચરણ?
નારીને ગ્રહે, કાં જૂધ કરય; સમર્થ થૈને આવ્ય.' ૮૫
ભીષ્મ ચાલીને ગયાઃ 'અમ યુદ્ધ ઊપરય ભાવ.' ૮૬

સઙ્ગ્રામ કરીને જીતિયા; તવ નારી બોલી આપઃ
'ભીષ્મનૂં મૃત્યુ મુજ થકી, એમ દિયો, સ્વામી! શાપ.' ૮૭
તે નારી જે અવતરી, દ્રુપદઘેરય અવતાર;
શિખણ્ડી છે નામ તેનૂં સુણ્ય, પાણ્ડુકુમાર! ૮૮

એ જ્યોધની ઉત્પત્ય ઘણાં, દ્રુપદી કેરો ભ્રાત;
એહપેં જૂધ કરાવિયું; ભીષ્મનો થાશે ઘાત. ૮૯
નરન્રીત્યે અવતરયો તે, મારશે નિરવાણ્ય.
એહ આગળ્ય ભીષ્મજી, નાખશે આયુધ બાણ્ય."॥ ૯૦
વાત કહીને પ્રીછવ્યા; રળિયાત્ય થ્યા છે રાય;
તિવારે શ્રીકૃષ્ણજીને, પાણ્ડવ લાગ્યા પાય. ૯૧
વૈશમ્પાયન બોલિયા, સુણ્ય, જનમેજે રાય!
કહી સન્ધે ભાંગિપે; વન્દ્યા વૈકુણ્ઠરાય. ૯૨
સઞ્જે મુખથી સાંભળે; ધૃતરાષ્ટ્ર [૧૩]ધૂણે શીસ;
ભીષ્મનો ત્યાં ભેદ દાખ્યો; શત્રુ થિયા જગદીશ. ૯૩
આધાર હતો એટલો, ભીષ્મ મહા બળવન્ત;
કૃષ્ણે દાખ્યો ભેદ તેનો; આણશે હવે અન્ત. ૯૪
કામ કપટી તણું જોજો, દાખિયો ઉપદેશ;
કૌરવ કેરો કાલ પ્રગટ્યો, યદુકુલ કેરો નરેશ. ૯૫
એમ કહીને કલકલ્યાં, ગાન્ધારી તાં માત;
ભીષ્મજીના બલ માટે, અર્જુનને કહી ઉપઘાત! ૯૬
કર્મકારણ સહ જાણે, અવિનાશી સ્વરૂપ;
અન્તરજામી અવતરયા, ભુવન ચૌદનો ભૂપ. ૯૭
કહો, સઞ્જે! અમને, એક પ્રશ્ન પૂછું વાત:
પુત્ર દ્રુપદ તણો કારણ, ભીષ્મનો જે ઘાત! ૯૮
સઞ્જે કહેઃ તે સાંભળો, પુત્ર નહીં, પુત્રીરૂપ:
નારી જન્મે અવતરી, ભીષ્મ હણવા ભૂપ. ૯૯
પાપરૂપ પ્રત્યે આચરયા, જે વૈકુણ્ઠનાથ વિચાર;
ફરી ધર્મે પૂછિયું: "સાંભળો, વિશ્વાધાર! ૧૦૦
નારી મરણ પામી થકી, કેમ ધરે નરેન્દ્ર?
જે જેમ તે તેમ સરજે, સાંભળ્યું છે નેહ. ૧

૧૩. ધુણવ, પીસા ગૂ.

નારીથી નર ઊપજ્યો, તે [14]વસમે છે વાત;
સન્ધે મારા મન તણો, ભાંજિયે, વૈકુણ્ઠનાથ!" ૨
કૃષ્ણ વાણી ઓચરે: "સાંભલો, પાણ્ડુકુમાર!
નરરૂપે અવતરી, દ્રુપદને ઘેરય સાર. ૩
અમ્બે આવી અવતરી, દ્રુપદના ઘરદ્વારય;
પ્રજામાં એમ જણાવ્યૂં જે, આવિયો ત્યાં કુમાર. ૪
સન્તાન ન્હોતૂં રાયને; સુતા પ્રગટી એક;
પ્રેમ છે નર-નારયને; પુત્રનો રાખ્યો [15]વેખ. ૫
તે પેખતાં પ્રોઢો થયો; દિવ્ય શસ્ત્ર હથિયાર;
[16]સીમાડા સર્વે નમે, બલવન્ત રાજકુમાર. ૬
સિંહલદ્વીપનો રાય સમરથ, મદેવન્ત અભિધાન;
ચન્દ્રરૂપા સુતા તેહની, પરમરૂપ-નિધાન. ૭
દ્રુપદસુતને તેમ દીધી; કરવા વિવા-કાજ;
જાન લેને પરવરચો, પાઞ્ચાલ દેશનો રાજ. ૮
સાથે સાજન અતિ ભલી, જે વશવર્તી રાય;
અતિ મન્ય આનન્દે દ્રુપદ, સુત પરણાવા જાય. ૯
નાયકા-નગરે સર્વ પોતા; વરતિયો વિવાય;
પાંચ દિન રહી પરવરચા, આવિયા નિજ પુર માંય. ૧૦
ચન્દ્રરૂપા મન્ય વિચારે: 'જુવો કર્મની રેખ;
મારો ને ભરથારનો, આચાર દીસે એક.' ૧૧
તવ પત્ર લખિયૂં તાતને: 'આ કશૂં કીધૂં કર્મ?
અવતાર એળે જાય મારો, ભર્તા વિનાં તાં ધર્મ. ૧૨
જો કપટ કીધૂં દ્રુપદે; ન કરે નરપતિ કોય;
વિગ્રહ વાધે ઘણી, જો સમર્થ સન્મુખ હોય.' ૧૩
લેખ લખીને મોકલ્યો, વિપ્રને તત્કાલ્ય;
વેગે જઇને પોંચિયો, જ્યાં મદેવન્ત ભૂપાલ. ૧૪

---

૧૪. વિશાલી સો. ગૂ. ૧૫. વિશેખ ગૂ. ૧૬. સીમોડા સો.

પત્ર આપ્યું રાયને; વાંચતાં વાધ્યો ક્રોધ;
ઊઠીને દલ સર્જ્જ કીધું: મહા બળિયા જોધ. ૧૫
ઘન સમાન ગજ પાખરયા; હય તણો હિંસાર;
રથ તણા રણકાર વાજે; પાળા તણો નહીં પાર: ૧૬
છત્રીસ આયુધ અંગ ધરિયાં; કવચ, જરા, ટોપ;
બોંતેર ગત્યે નીસાણ વાજે; મહા જોધનો જોપ. ૧૭
મન્વન્તર પૂરણ થયે, જેમ ધરે જલધર રૂપ,
તેમ સેન લેને સાંચરયો, સૌંવદ્વીપનો ભૂપ. ૧૮
ઘન પરે ગજઘટા ચાલે; આયુધ [૧૭]વિદ્યુત-સાર;
પતાકા બહુ વિધવિધ રંગ, [૧૮]ઇન્દ્ર ધનુષ્ય-આકાર. ૧૯
પાઞ્ચાલ ઊપરથ સૈન્ય પળિયું, થિયું દ્રુપદને જાણ:
'કટક મારા માટે આવ્યું; મારશે નિરવાણ. ૨૦
જૂધે પૂરૂં નવ્ય પડે; ઈ છે બળિયો રાય;
માન મૂકી નમૂં તો, ઊગરવાનો ઉપાય.' ૨૧
સોવણ કેરાં શકટ ભરિયાં; અશ્વનો નહીં પાર;
વિવિધ પેરચની [૧૯]વસ્તુ ઘણી, ભરી ચાલ્યો ભાર. ૨૨
આવીને ચરણે નમ્યો: 'કાંઈ નહીં મુજ અન્યાય;
દૈવની મત્ય ફેરવી, કલી કાંઈ નવ્ય જાય.' ૨૩
તવ મહેવન્ત જ ઓચરયો: 'તેં કરયું કપટ અપાર;
શરણ આવ્યો મારવો, ક્ષત્રીનો નહીં અધિકાર.' ૨૪
તેડી લાવ્યો નગરમાં: દ્રુપદ કરે સન્માન;
[૨૦]ઊતારીને અર્પિયાં, ભલાં ભોજન પાન. ૨૫
શિખણ્ડી મન્મ લાજિયો: તેહ ગયો શિવને કારય;
આસન બાંધી, પવન રૂંધી, માંડિયું તપ અપાર. ૨૬

---

૧૭. ધનુષાકાર સૂ. ૧૮. આયુધ બિન્દુસાર સૂ. ૧૯. નાં વસ્ત્ર વાર સો. ૨૦. ઉતારા સુંદર આપી. સો.

તવ પુત્રી તેડી ગયો સ્થાનકય, સિંહૂલદ્વીપનો રાય;
સુતાને ત્યાં દ્રવ્ય આપ્યૂં; સુખે બેઠી ખાય. ૨૭
શિખણ્ડીને તપ કરતાં, વહી ગયા ખટ માસ;
ગિરિજાપતિ પ્રસન્ન થૈ કહેઃ ' માગ્ય; પૂરૂં આશ.' ૨૮
વાત વગતે કહી દાખીઃ 'હૂં થયો છૂં ઉપમાન;
મહાતમ મારૂં રાખવાને, દિયો પુરુષ દેહીનૂં દાન.' ૨૯
કુબેરનો સુત તેડિયો, મહારુદ્ર બોલિયા વાણ્યઃ
' ઊછીતૂં તન આપ્ય મુજને, માસ ખટ પરમાણ. ૩૦
પુનરપિ પાછૂં આપવૂં;' એમ કહે ઉમૈયાકન્થ;
' કૌરવ-પાણ્ડવ થાશે ભારથ, તિહાં એનો અન્ત. ૩૧
તે માટે અઙ્ગ આપને; સરે એહ્નાં કાજ;
સ્વજન સહૂ કો સન્તોક પામે; રહે દ્રુપદની લાજ.' ૩૨
પોતે સોંપ્યું જક્ષને; જક્ષનૂં લીધૂં અઙ્ગ;
પઞ્ચાલ મધ્યે પલી આવ્યો; મન્ય વરત્યો રઙ્ગ. ૩૩
સ્વજન સહૂ રલિયાત થયાં; ઊલટય અઙ્ગય ન માય;
તપ કરીને પુત્ર આવ્યા; હરખ્યો હૈયે રાય. ૩૪
વાત પૂછી પુત્રને, તથ્ય કહ્યો સર્વ મહિમાય;
નિજ નારયને તેડવા માટે, સિંહૂલદ્વીપ પલાય. ૩૫

ચોપાઇ

એક ક્ષોહ્ણી દલ સજ્જ કરી, ગજ રથ ને ચપલ તાં તુરી,
ચાલ્યો દ્રુપદ કેરો તન્ન; ગયો શોક ને હરખે મન્ન. ૩૬
વિવિધ પેરય વાજે નીસાણ; ચાલ્યા યોધા રાણોરાણ;
ગદા, ગર્જ, કાંતી, કરમાલ; ઇમ ચાલ્યા સહુ ભૂપાલ. ૩૭
નગર-છેહ કીધૂં પરિયાણ; બોહ્તેર ગત્ય વાજે નીસાણ;
જન મોકલ્યો નગર મોઝારય; ચાલી આવ્યા રાજદ્વારય. ૩૮
મહેવન્તને કીધૂં જાણઃ 'દ્રુપદ-સુત આવ્યો નિરવાણ્ય.'
રાજ કહેઃ ' એનૂં શું કાજ? ક્ષત્રીને બેસારી લાજ!' ૩૯

સેવક કહે 'રાજા' અવિધારત્ય, એને માહ્ય થયા ત્રિપુરારય;
પૂર્વજન્મનો હૂતો શાપ, તે શંકરે નિવાર્યૂ પાપ ' ૪૦
સુણી રાય રળિયાત થિયો, લઇ સેનને મનવા ગયો,
મલ્યો રાજા, મન્ય ધીરજ કરી, લૈ આવ્યો પોતાની પુરી ૪૧
'કારણ કેણુ પધારયા, રાજ ? કહો કાંઈ અમ સરખૂ કાજ '
[૨૧]કહે શિખણ્ડી 'માભવ્ય, રાય ! મોર્યૂ પાતક, શંકરે થ્યા સાહ્ય' ૪૨
પચ્ય દિવસ રહી ચાલિયો, રાજાને મન્ય સન્ધે ગયો,
સ્ત્રીને તેડી શિખણ્ડી વળ્યો, આવી માતપિતાને મલ્યો ૪૩
[૨૨]ચન્દ્રરૂપા રળિયાત્ય જ થઇ, કેતા દિવસ એમ વીતા વહી,
માતપિતા રળિયાત્ય જ થઇ, જન્મ સફલ થયો તે સહી ૪૪
દિનદિન સુખ ને ભોગવિલાસ, વેગે પોહતા શંકર પાસ,
દણ્ડવત પરણામ જ કરી, શિખણ્ડીયે વાણી ઓચરી ૫૫
'થઇ અવશ્ય પૂરણ, મહારાજ' વિયો શરીર, સરયા બહુ કાજ'
તેડી જક્ષ વદે શિવરાય 'આવ્યો અવશ્યે, સ્યો ઉપાય ? ૪૬
એક માસમા ભારથ થશે, તાહરી દેહી તૂને આપશે,
મારે શરણે આવ્યો જેહ, પુનરપિ શોક ન પામે તેહ ૪૭
એ શરીર એ પામે નાશ, તારૂ તન આવે તુજ પાશ '
શિખણ્ડીને કહે ઈશાન 'એહ શરીર કીધૂ તુજ દાન' ૪૮
વચન સુણી મનમા વનક્યો પ્રણામ કરીને પાછો વલ્યો,
નારીમાથી નર એમ થયો" પાણ્ડવ કેરે સન્ધે ગયો ૪૯
વૈશમ્પાયન કહે સુણ્ય, રાય' કહ્યો શિખણ્ડીનો મહિમાય,
કૃષ્ણે પાણ્ડવ પ્રત્યે કહ્યૂ, તે મે તમને સર્વ ભાખિયૂ ૫૦

---

૨૧ ૪૨ c d બદલે ગૂ. મા —
મોટૂ પાતક હતૂ તે ગયૂ, શંકરથી તે સર્વે થયૂ
શંકર અમને થ્યા દુષ્ટમાન આપ્યુ અમને વરદાન,
મૂક્યો હાથ અમારે શીષ, એમ પ્રસન્ન થયા છે ઇશ

૨૨ ચન્દ્રરૂપાને આનન્દ અતિ, જાણે પુરુષ કામદેવ બની ગતિ ગૂ.

### પૂર્વછાયો

આવી મલિયો તાતને, અમ્બેનો અવતાર.
શ્રીહરિ એણી પેરથ ઓચરયા; સાંભલ્ય, પાણ્ડુ-કુમાર! ૫૧
ધૃતરાષ્ટર શોક જ ધરેઃ શત્રુ થિયા સુગનાથ;
દુર્યોધનબલ ભાગશે, ભીષ્મનો થાશે ઘાત. ૫૨

---

### [૧૬] ચોપાઈ દાવટી

વૈશમ્પાયન ઓચરેઃ સુણ્ય, જનમેજે રાય!
સન્જે વાણી જે કહે, તે કહૂં પ્રુજ મહિમાય. ૫૩
પાણ્ડવને ત્યાં પ્રીછવ્યા, જે હતો મન્ય સન્દેહ;
તેણે વચને સહૂ હરખ્યા, પાંચે પાણ્ડવ તેહઃ ૫૪
"શિખણ્ડીનો મર્મ અમને, દાખવ્યો, ભગવાન!"
તેણે સમે રજની ગઈ, ઊઠિયા રાજાન. ૫૫

## * દિન સાતમો-પ્રવેશ

'સજો સેના આપણી, શત્રુ કરવા ઘાત.'
વિવિધ પૈરચની રચી સેન્યા; ધરયાં આયુધ હાથ્ય. ૫૬
રણુરથમ્ભ પાસે આવિયા, પાણ્ડવ જોધા વીર;
વૈરાટ, દ્રુપદ, કાશીરાજા, મહારણુના ધીર. ૫૭
ધર્મ, અર્જુન, ભીમ પાસે, નિકુલ ને સહદેવ,
અર્જુન-સુત ને ભીમ-કૂંવર, આવિયા તત્ખેવ. ૫૮
ધૃષ્ટદ્યુમન આવિયો, મહાબલિયો વિખ્યાત;
શિખણ્ડી ને સાત્વિક જાદવ, આવિયા તે સ[illegible] ૫૯
ધૃષ્ટકેતજ રાય બલિયો, જયસેન મહાર[illegible]
અનેક રાજા એમ ચાલ્યા, જેમ સાગર પૂર ૬૦

* અથદિન ૭ લખો છે સો.

દલ સર્વે સાથ્ય ચાલ્યૂં, ઓપતા બહુ નરેન્દ્ર;
કૃષ્ણ તે એમ ઓપતા, જેમ શરદ-પૂન્યમ-ચન્દ્ર. ૬૧
પઞ્ચાણનો નિર્ઘોષ કીધો; વાજિયાં નીસાણ;
ભૂપ સર્વ આનન્દ પામ્યા; ચાલ્યા રાણોરાણ. ૬૨
વાજિત્ર વાજે શોભતાં; શબ્દ સ્વર્ગે જાય;
પુષ્પવૃષ્ટિ સુર કરે; ઊલટ્ય અંગ ન માય. ૬૩
પુત્ર-પ્રાક્રમ જુવે સુરપત્ય; અન્તરચ્ય દેવ-વૈમાન;
અપછરાના ઠાઠ ઊભા; વચ્ચે વર ગજાન. ૬૪
રણ મધ્યે આવી રિહ્યા; નીસાણના નિર્ઘોખ;
પાણ્ડવ કેરી સેન્યાને તે, ગયો સઘળો શોક. ૬૫
કૌરવ-જોધા સાંભળે, પાણ્ડવ-દલ-ઘેઘાટ;
હાંકી ઊઠચા જોધ સર્વે; વાલ્યો પાણ્ડવ-ડાટ. ૬૬
ભીષ્મ ઊઠી રથે બેઠા, સકલ યોધા સાથ્ય;
વિવિધ પેરચનાં ધરચાં આયુધ; બાણ ધારચાં હાથ્ય. ૬૭
રણતૂરચ વાજે રણ વિશે; ગર્જના મેઘ સમાન;
આરોગીને સર્વે ચાલ્યા, રજની વીતે રાજાન. ૬૮
મુખ ઢાલ દીધી કાલરૂપી; સઞ્ચરચા રણમધ્ય:
'હવણાં પાણ્ડવ મારશૂં; ઘોર રચવૂં યુદ્ધ.' ૬૯
દુન્દુભિ વાજે, ગગન ગાજે, નીસાણ ને રણતૂરચ;
એમ હર્ષ પામી ચાલિયા, જેમ સાગરપૂર. ૭૦
રણથમ્ભ પાસે આવિયા તે, વૃષ્ટિ કરતાં બાણ;
સન્મુખ ઊભા રાય સર્વે, અર્જુન ને નારાણ. ૭૧
બાણ કેરી વૃષ્ટિ કીધી· કૌરવ પામ્યા ક્રોધ:
'દલ ચાલો; કીજિયે, પાણ્ડવ દલની શોધ.' ૭૨

ચોપાઇ

ચાલ્યા યોધ યોધની ભણી; સમરથ યોધા આવ્યા અણી;
દ્રોણાચારય ને ધૃષ્ટદ્યુમન; અશ્વત્થામા અર્જુન-તન; ૭૩

પૂર્વછાયો

આવી મલિયો તાતને, અમ્એનો અવતાર.
શ્રીહરિ એણી પેરય ઓચરયા; સાંભલ્ય, પાણ્ડુ-કુમાર! ૫૧
ધૃતરાષ્ટર શોક જ ધરેઃ શત્રુ થિયા યુગનાથ;
દુર્યોધનબલ ભાંગશે, ભીષ્મનો થાશે ઘાત. ૫૨

—•—

[૧૬] ચોપાઈ દાવટી

વૈશમ્પાયન ઓચરે; સુણ્ય, જનમેજે રાય!
સન્જે વાણી જે કહે, તે કહૂં તુજ મહિમાય. ૫૩
પાણ્ડવને ત્યાં પ્રીછવ્યા, જે હતો મન્ય સન્દેહ;
તેણે વચને સહૂ હરખ્યા, પાંચે પાણ્ડવ તેહઃ ૫૪
" શિખણ્ડીનો મર્મ અમને, દાખવ્યો, ભગવાન!"
તેણે સમે રજની ગઈ, ઊઠિયા રાજાન. ૫૫

## * દિન સાતમો—પ્રવેશ

'સજો સેના આપણી, શત્રુ કરવા ઘાત.'
વિવિધ પેરચની રચી સેન્યા; ધરયાં આયુધ હાથ્ય. ૫૬
રણુરથમ્ભ પાસે આવિયા, પાણ્ડવ જોધા વીર;
વૈરાટ, દ્રુપદ, કાશીરાજા, મહારણના ધીર. ૫૭
ધર્મ, અર્જુન, ભીમ પાસે, નિકુલ ને સહદેવ,
અર્જુન-સુત ને ભીમ-કૂંવર, આવિયા તત્ખેવ. ૫૮
ધૃષ્ટદ્યુમન આવિયો, મહાબલિયો વિખ્યાત;
શિખણ્ડી ને સાત્વિક જાદવ, આવિયા તે સાથ્ય. ૫૯
ધૃષ્ટકેત જ રાય બલિયો, જયસેન મહારણશૂર;
અનેક રાજા એમ ચાલ્યા, જેમ સાગર પૂર. ૬૦

* અથદિન ૭ લખો છ સો.

દલ સર્વે સાથ્ય ચાલ્યું, ઓપતા બહુ નરેન્દ્ર;
કૃષ્ણ તે એમ ઓપતા, જેમ શરદ-પૂન્યમ-ચન્દ્ર. ૬૧
પઞ્ચાણનો નિર્ઘોષ કીધો; વાજિયાં નીસાણ;
ભૂપ સર્વ આનન્દ પામ્યા; ચાલ્યા રાણોરાણ. ૬૨
વાજિત્ર વાજે શોભતાં; શબ્દ સ્વર્ગે જાય;
પુષ્પવૃષ્ટિ સુર કરે; ઊલટય અઙ્ગ ન માય. ૬૩
પુત્ર-પ્રાક્રમ જુવે સુરપત્ય; અન્તરય દેવ-વૈમાન;
આપછરાના ઠાઠ ઊભા; વચ્ચે વર રાજાન. ૬૪
રણ મધ્યે આવી રહ્યા; નીસાણના નિર્ઘોષ;
પાણ્ડવ કેરી સઞ્યાને તે, ગયો સઘલો શોક. ૬૫
કૌરવ-જોધા સાંભલે, પાણ્ડવ-દલ-ઘેઘાટ;
હાંકી ઊઠ્યા જોધ સર્વે; વાલ્યો પાણ્ડવ-ડાટ. ૬૬
ભીષ્મ ઊઠી રથે બેઠા, સકલ યોધા સાથ્ય;
વિવિધ પેરયનાં ધરયાં આયુધ; બાણ ધારયાં હાથ્ય. ૬૭
રણતૂરય વાજે રણ વિશે; ગર્જના મેઘ સમાન;
આરોગીને સર્વે ચાલ્યા, રજની વીતે રાજાન. ૬૮
મુખ ઢાલ દીધી કાલરૂપી; સઞ્ચરયા રણમધ્યઃ
'હવણાં પાણ્ડવ મારશું; ઘોર રચવું યુદ્ધ.' ૬૯
દુન્દુભિ વાજે, ગગન ગાજે, નીસાણ ને રણતૂરય;
એમ હર્ષ પામી ચાલિયા, જેમ સાગરપૂર. ૭૦
રણસ્થમ્ભ પાસે આવિયા તે, વૃષ્ટિ કરતાં બાણ;
સન્મુખ ઊભા રાય સર્વે, અર્જુન ને નારાણ. ૭૧
બાણ કેરી વૃષ્ટિ કીધી· કૌરવ પામ્યા ક્રોધઃ
'દલ ચાલો; કીજિયે, પાણ્ડવ દલની શોધ.' ૭૨

ચોપાઇ

ચાલ્યા યોધ યોધની ભણી; સમરય યોધા આવ્યા અણી;
દ્રોણાચારય ને ધૃષ્ટદ્યુમન; અશ્વત્થામા અર્જુન-તન; ૭૩

કૃતવર્મા દ્રુપદ રાય; ભીમસેન ને શકુનિ ધાય;
કૃપાચાર્ય ને નિકુલ યોધ; શલ્ય સહદેવ કરે વિરોધ. ૭૪

ચિત્રયોધ શિખણ્ડી ભડે; કુઞ્જરથં કુઞ્જર આથડે;
ઘોડે ઘોડા; પાલે પાલ; સકલ યુદ્ધ થાયે ભૂપાલ. ૭૫
મારે બાણુ તણા બહુ ઘાય; અશ્વ ગજ રથ ચૂરણુ થાય;
વઢે વેગે લેવાને ધરા, રથ ખેંચી રહ્યા સૂર્ય ખરા. ૭૬

બાણુ તણા અતિ ઘાયે હણે; ધન્ય ધન્ય તે મુખથી ભણે;
કરે ક્રોધ; આયુધ ફેરવે; ભીષ્મ પિતામહ આવ્યા તવે. ૭૭
બાણુ તણો ટંકારવ થિયો; સુણતાં સાસ સમ્માનો ગિયો;
હાથ થકાં તો પડે આયુધ; રાય ફેફરાં દીસી મુખ–બુદ્ધય. ૭૮

જમ્બુક વિસરાં વાય ઘણું; "સેન ધાસ પામે આપણું;
સજ થૈ રેન્યો સર્વે વીર; વસમી વેલા છે આ ધીર. ૭૯
ભીષ્મ સાથ્ય કરવુ સઙ્ગ્રામ; કોપ્યો પનગ; જો જો, સ્વામ્ય!
મારી સેના કરશે કેર; કરે કોણુ એ સાથે વેર?" ૮૦

પાણ્ડવ કહે: "પુરશોત્તમ! સુણો, ભય નિવારો ભીષ્મજ તણો."
હસી બોલ્યા કમલાનો નાથ: "જોધ થાવ; ગાણ્ડીવ લ્યો હાથ્ય. ૮૧
કાયરથાં નવ્ય સરે કાજ; ભીષ્મદેવને જીતો આજ;
કરો પુરુષાતન પ્રાક્રમ્મ; એમ રહેશે ક્ષત્રી–ધર્મ?" ૮૨

તવ ધર્મધોરિન્ધર ચાલ્યા યુદ્ધ; ધરિયાં વિધવિધ તણાં આયુધ;
પાસે અર્જુન ને નારાણુ; ભીમપુત્ર પૃષ્ઠે નિરવાણ્ય. ૮૩
સહદેવ, નિકુલ રહ્યા છે પાશ; અવરગ રાય મન્ય લીલવિલાસ,
'ધન્ય ધર્મ;' કૃષ્ણુ ઓચરે; 'રાજા ચાલી જૂધ કરે.' ૮૪

આવ્યા પિતામહ કેરે પાશ; દેખી આયુધ લિયે પ્રકાશ:
"ધન્ય ધર્મ આવ્યા યુદ્ધ કાજ; વલ્લભ છે હસ્તિનાપુર–રાજ. ૮૫
ભાઇ! સર્વ છે આ બે–અણી; પાસે ઊભા વૈકુણ્ઠધણી;
ક્ષોભ વિશ્વનો લાગો ધર્મ; આવ્યા છે કરવા આક્રમ્મ. ૮૬

ફેરવુ દલ યોધ આપણા, જાઇ સાહિ સાત્વિક–સાથિ;
દીવી નાખુ સરવ કો, આયુધ ગ્રહુ તહ્મ્યો હાથિ." ૨૯

એહવી સુણી વાણી જ્યોતિ નાખી, સુભટ સવિકો ધાઇ.
અર્જુન કિહિઃ "હણું કર્ણનિ; રથ હાંકુનિ, જદુરાઇ! ૩૦
એ નિકન્દન કરશિ સેન આપણું, સહી સૂર્યસુત બલવન્ત;
હું હુ હવડાં જાયેશ નાશી, કાં કરયુ એહનુ અન્ત." ૩૧

તેણિ સમિ આવ્યા ધરમ કિહિઃ "સાંભલુ, રે શ્રીરઙ્ગ!
ખુમ્બ પાડિ યોધ આપણા; દલ આપણું પામિ ભઙ્ગ." ૩૨
એહવાં વાઇક સુણી પારથનિ, મન માહિ આવ્યુ ખેદઃ
"સ્વામી! રથ હાંકુ રણ વિષિ; કર્ણનૂં શિર કરૂં છેદ. ૩૩
મુઝનિ આપુ આગન્યા,. આજ મારૂં કિ પામૂં પતન."
એહવી સુણી વાણી કૃષ્ણ કિહિ "સાંભલિ, રે અર્જુન! ૩૪
એ યોધ મહાબલ પ્રાક્રમી, સુરરાજ સરીખુ સોઇ,
એ સમોવડિ યુદ્ધ કરિ એહવુ, નથી તિહાં નર કોઇ. ૩૫

એક તૂં રિહિ સન્મુખ એહનિ; ગટોરગછ યુદ્ધ કરિ બલવન્ત;
હેડમ્બાનન્દન ભલુ છિ, તેહના, પ્રાક્રમનુ નહીં અન્ત. ૩૬
દેવ–દૈતિ–માનુષ યુદ્ધ બિહિ; કુશલ આયુધિ ત્રિભુવનિ ગતિ;
તેત્રીસ કોડિ સુર યક્ષ કિન્નર, જીતવા યેહની મતિ. ૩૭

એહવુ ભીમ–પુત્ર છિ પ્રાક્રમી, મોકલીઇ સઙ્ગ્રામિ;
એક સાંગિ છિ તેહ કહિ; તિહાં લગિ તારૂં નહીં કામ. ૩૮.
તૂં–નિમિત્તિ રાખી રહ્યુ છિ, રથ ઊપરિ દીસિ તેહ;
એકત્રીશ નામ યે તેહનૂં, સુરરાઇ આપી યેહ. ૩૯

ભીમપુત્રનિ મોકલુ, તે, કરશિ સહનુ નાશ,"
ઇમ કહીનિ તેડ્યુ કૃષ્ણ; સુણી, ગટોરગછ આવ્યુ પાસિ. ૪૦
નર–નારાયણ આગલિ જઇ, તેણિ કરયુ તિહાં નમસ્કારઃ
"આગ્યા આપુ, પ્રભુ! મુઝનિ; ત્રિભુવન કરૂં સંહાર." ૪૧

શ્રીકૃષ્ણ કિહિઃ "રે બાપ! જા તૂં; કરુ કર્ણશ્યું સંગ્રામ;
સમિ વેલા આજ છિ; તું, અવસરિ આવ્યુ કામિ. ૪૨
સમુદ્ર શત્રુરૂપિઆ-મધિ, પડ્યા તાહરા તાત;
નાવ થઇનિ તારવા તૂં પુત્ર ત્રિભુવનિ વિખ્યાત. ૪૩
અહ્મ્યો તિહાં નથી ચાલતૂં; કર્ણ કરિ દલનુ નાશ;
સિંહ આવિ એક યિમ, મૃગયૂથ પામિ ત્રાસ. ૪૪
ઉદ્ધારિ કુલનિ; રખિ લજ્જા! જીતિ તૂં જે કરણ."
આશ્રિત્ય અર્જુન થયા સુણી, વચન-અશરણશરણ. ૪૫
પારથ કિહિઃ "જાઉ, પુત્ર! કરવા, સંગ્રામ કર્ણનિ સાથિ;
આધાર માહરિ ત્રણનુ, વલિ રાઇ શ્રીયદુનાથ. ૪૬
એક સાત્ત્વિક, ભીમ બીજુ, ત્રીજુ, પુત્ર! તૂં ધન્ય;
તાહરી સાહિ સાત્ત્વિક મોકલૂં, જે મારિ મ્હાં રવિતન." ૪૭
એહવા સુણી વાઇક સજ થયુ, ગટોરગચ્છ બલવન્ત.
ભાઉ કિહિઃ શ્રોતા! સાંભલુ, ઇહાં થશિ યુદ્ધ અનન્ત. ૪૮
૧૧૭૧

## કડવૂં ૨૯ મૂં—રાગ ગોડી

વૈશમ્પાયન કિહિઃ સુણિ રાઇ! માગી શીખ ભીમપુત્ર યુદ્ધિ જાઇ;
મેઘશ્યામસુન્દર તવ રૂપ; રચિ વીંટ્યાં કરેણનાં પુષ્પ; ૧
કવચ ટોપ પાખર આભરણ; અતિ શોભા ધરિ કુણ્ડલ કરણિ;
મુખિ નીકલિ પાવકની જ્વાલ; કૌરવદલ આવ્યૂં તત્કાલ. ૨
જોઇ કરણ-મનિ આનન્દ વધ્યુ; ગટોરગચ્છ દેખીનિ હસ્યુ;
કૌરવ સહૂઇ પામ્યા ત્રાસઃ 'આવ્યુ કાલ; કરશિ સહુનુ નાશ.' ૩
આવી યુદ્ધ માડ્યૂં કર્ણનિ સાથિ; ભીમપુત્ર વાવરિ ભલા હાથ;
દુર્યોધન દલ પ્રેરિ જેટલિ, અસુર એક આવ્યુ તેટલિ. ૪
જરાસુર રાક્ષસનુ તે પુત્ર; પાણ્ડવનુ કહાવિ તે શત્રુ;
કૌરવપતિ આગલિ જે રહ્યુ; સમાચાર માઠી સવિ કહ્યુઃ ૫

"આવ્યુ તુઝ દહિ તાહરૈ કરિવા કામ; શત્રુ ભીમ તણુ ટાલૂં ઠામ."
સુણી આનન્દ્યુ દુર્યોધન: "જા, રે શૂર! વેગિ હણિ ભીમતન. ૬
પાંણ્ડવનિ મારથં સહી અહ્મ્યો, રાક્ષસનુ વધ જૈ કરુ તહ્મ્યો."
સુણી જટાયુ આવ્યુ સઙ્ગ્રામિ, ગટોરગછ ઊભુ ચેણિ ઠામિ. ૭
મિલ્યા બિ રાક્ષસિ રાક્ષસ સોઇ; અરે યુદ્ધ અદ્દભુત બહુ હોઇ.
કર્ણ દુ:શાસન મિલી દલ બહુ, પાણ્ડવ-સેન સઙ્ઘારયૂં સહૂ. ૮
એકલુ ભીમસુત તેહ ભડિ; તેહૂનિ બહુ કૌરવ યોધ નડિ.
ગટોરગછ વ્યાકુલ અતિ થયુ; પડ્યૂં પાણ્ડવદલ, જોઇ કોપિઉ. ૯
મૂકી બાણુ કાપ્યાં શસ્ત્રજ સહી; મૂકી અસુર રથ ઊતરયુ મહી;
મુષ્ટિ એકનુ કરયુ પ્રહાર, હેડ્મ્બ-સુતનિ દસમિ દ્વારિ. ૧૦
ચોલ્યાં નેત્ર; મીંચ્યા; કલ થઇ; જાગ્યુ એક મારી મૂકી જઇ;
ઝાલિ હસ્ત નિ ધાલ્યુ બાથિ; ઊંચુ અફાલ્યુ અવનિ-સાથિ. ૧૧
હાથથી છૂટયુ જટાયુ જાણિ, માયા પ્રકટ કીધી નિરવાણુ;
તેણિ હેડ્મ્બ પછાડયુ મહી; કરિ યુદ્ધ; મારિ ઊંચલી સહી. ૧૨
કરિ અન્યોન્યિ વજ્રની પિરિ પ્રહાર; હેડ્મ્બ હવુ પાવક તેણી વાર;
પ્રજલ્યુ જટાયુ નિ ચઢિઉ કોપ; જટાયુ હવુ વાયુ; વહ્નિ કરયુ લોપ. ૧૩
રાક્ષસરૂપ લેઇ ધરયુ સર્પ; ગરુડ થૈ ગટોરગછિ હરયુ દર્પ.
હવુ મેધવયુ; હવુ પવન; હસ્તી સીંધ થૈ પડિ અન્યોઅન્યિ. ૧૪

સૂર્ય થયુ જટાયુ તેણી વાર; રાહુ થૈ ભીમપુત્રિ કરયુ આહાર;
અનેક રૂપ માયાવીઇ કરયાં; વલતાં બિહૂઇ આયુધ ધરયાં. ૧૫
ભાલાં મોગલ નિ ગુરજ ગદા; કરિ યુદ્ધ; મારિ બિહૂ તદા.
પછી ભીમપુત્રનિ ચઢિઉ કોપ: 'હાવિ દુષ્ટનિ હૂં કરૂં લોપ.' ૧૬
ઊડયુ ઊપરિ; અન્તિરક્ષ જૈ પડ્યુ; જાણિ પ્રૌઢ પર્વત ગડગડ્યુ!
ગ્રહી ચરણ ઊંચલ્યુ લેઇ શીસ; ધરટી તણી પિરિ ફેરવ્યુ દિશિ; ૧૭
કીધુ ચૂર; મૂક્યુ મહી સાથિ; ઝાલ્યા કેશ ખડ્ગ ગ્રહી બીજિ હાથિ;
વાયુપુત્ર મનિ આણી ખેદ, જટાયુ તણૂં કીધૂં શિરછેદ. ૧૮

અણૂં શીસ હસ્તિ ચાલિઉ; દુર્યોધન છિ તિહાં આવિઉ;
મસ્તક નાખ્યૂં રથ ઊપરિ જાણી; શઙ્ખનાદ કીધુ નિરવાણુ. ૧૮

હશી વચન બોલ્યુ ભીમતનઃ "આ લિ મસ્તક, દુર્યોધન!
વલિ જાઊં યુદ્ધિ ર્‌હાં રવિતન્ન; તેહ્‌નૂં તુઝનિ આપેશ વદન." ૨૦
જોઇ સવિ કૌરવ પામ્યા ત્રાસ; ગટોરગછ આવ્યુ કર્ણનિ પાસિ;
મારી સેન સવિ કીધૂં ભઙ્ગ; નાહ્‌ઠા યોધ; રહ્યુ કર્ણ એક સઙ્ગિ: ૨૧
મૂકિ બાણુ અન્યોઅન્યિ ભડિ ઇમ્મ, ઇન્દ્ર વૃત્રાસુર વઢિઆ જિમ્મ;
કવચ બિહૂનાં કટકા થયાં, રગતપલાશ ચેહ્‌વાં ફૂલિઆં. . ૨૨
મારિ બાણુ દેહ માંહિ ભેદિ ઇમ્મ, સર્પ બિલ માંહિ પિસિ જિમ્મ;
માયા પ્રકટ કરી તેણી વાર; અસુર કોટિ થયા, નહીં પાર. ૨૩

પ્રહી આયુધ પર્વત નિ વૃક્ષ, મારિ કર્ણ નિ રહ્યાં અન્તિરક્ષ;
સાગિ ગદા તોમર નિં ત્રિશૂલ, ફરશી નેજા કણ્ટક–મૂલ, ૨૪
વાહિ ખેડાં ખપુઆ તરવાર, આવિ રવિસુતનિ કરતાં માર;
કાપિ કરણુ આવતાં તત્ખેવ, માયા સકલ ટાલી અશ્વમેવ. ૨૫

મૂકયૂં ચક્ર હેડમ્બિ એક; આવતૂં રવિસુતિ છેદ્યૂં વિશેખ;
આવતૂં રવિસુતિ છેદ્યૂં યદા, વલી પૂંઠલિથી મારી ગદા. ૨૬
તેહ આવતી કીધી છેદ, ભીમપુત્ર મનિ પામ્યુ ખેદ;
પછિ ઉતપતિઉ તેહ અન્તિરક્ષ; કરિ વૃષ્ટિ કરણુ ઊપરિ વૃક્ષ. ૨૭

કાપિ કરણુ આવતાં સુહુપાસિ; રાક્ષસ કોટિલક્ષ કીધા નાશ;
ઢાંકયુ ભીમપુત્ર દીસિ નહીં દૃષ્ટિ; વેધ્યુ ઠામિ ઠામિ કરી બાણુવૃષ્ટિ. ૨૮
રથ ભાંજ્યુ; કરણિુ કરયુ કોપ; ગટોરગછ પછિ થયુ અલોપ;
પ્રગટ અસ્ત્ર રવિસુત કરિ બહુ; કાપિ અસુર આવતાં સહૂ. ૨૯

પછિ ઊંચુ ઊડયુ આકાશિ; પડ્યુ ધરણિુ, શ્વેત થઇ નિઃશ્વાસ;
શઙ્ખનાદ કીધુ તવ કરણિુ; સહૂઇ જાણ્યૂં યે પામ્યુ મરણુ. ૩૦
કરી હરખ વેગલા રહી જોઇ; પંણિુ પાસિ નવિ આવિ કોઇ;
ક્ષણુ એક થઇ યેટલિ, ઊઠ્યુ વીર ગટોરગછ તેટલિ. ૩૧

વધ્યૂં શીસ ઉર પેટ વદન, મેનાક પર્વત ચેવડૂં તન;
બહુ ચાંપ્યા; ભક્ષ કીધા બહુ; ફરિ દશોદિશિ નાહ્ઠા સહૂ. ૩૨
ઘડી એકિ જલ ઘડીઇ પાવક-જ્વાલ; પિંડુ વીર પછિ ગયુ પાતાલિ;
ફરી સ્થાનકિ આવ્યુ તે ચાંહિ, રથિ બિશી કરણુ ઊભુ સાહિ: ૩૩
" અરે સૂર્યપુત્ર! સાંભલિ, કહૂં વાત; હવડાં શિર કરૂં તાહરૂં મહીપાત."
માયા રચી રણુ મધિ સહી; નિજ રણિુ પડિ આયુધ થૈ મહી. ૩૪
હવુ વ્યાકુલ કર્ણ જુઇ આકાશિ; માયાવી પર્વત થયું નાશ;
વલી મેઘ થૈ ગાજિ ગડગડિ, કરિ વૃષ્ટિ પાષાણુ પ્રૌઢા પડિ. ૩૫
હણ્યૂં દલ બહુ, રવિસુત ચઢિઉ કોપ, વાયુ-અગ્નિ મેઘ હવુ અલોપ;
પછિ હવુ વાઘ રીંછ સર્પ સહી; દસોદિશિથી આવ્યા વહી. ૩૬
પંખીજાતિ વલી રૂપ અનેક; લખ કોટિ અસુર થાઇ એક;
પડિ પાહ્ણુ પર્વત નિ વૃક્ષ; ચાંપ્યા કો; મારયા કો; કીધા ભક્ષ. ૩૭
કૌરવાદિક જોઇ પામ્યા ત્રાસ; મારી કરણિુ સવિ કીધા નાશ;
રાક્ષસરૂપ ધરિ છિ બહુ; રવિસુતિ તે સહ્વારયા સહૂ. ૩૮
મહાબલિઉ છિ અતિ બલવન્ત; કેટલા યોધનુ આણ્યુ અન્ત;
રક્તનેત્ર જાણિુ શિવ વિકરાલ, જાણિુ આજ કરશિ પ્રલિકાલ! ૩૯
તિમ રવિસુતિ કીધૂં; ધરિઉ કોપ; માયા સકલ થરિ કીધી લોપ;
ભીમપુત્રનિ ચઢી તવ રીસ; મૂકી સાંગિ પેં નિરમી હીસિ. ૪૦
તે આવતી ગ્રહી કરણિુ હાથિ; મારી પાછી; રથ લેઇ ગૈ અશ્વસાથિ;
જોઇ ઊતરયુ ભીમપુત્ર તત્કાલ; સાંગિ મારી રથ લેઇ પાતાલિ. ૪૧
દેવદાનવ યક્ષ અન્ત્રિક્ષિ જોઇ: 'ધન, ધન, કરણુ સમુ નહીં કોઇ.'
આવ્યુ ગટોરગછ બિશી બીજિ રથિ; કરણુ વીર યોધુ છિ સમરથ. ૪૨
ત્રણિુ બાણુ વલિ મૂક્યાં કરણિ; ભાંજ્યુ રથ; અશ્વ-સારથિ હવુ મરણ;
ગટોરગછ પામ્યુ અન્તરધાન; સઞ્જે કિહિ: સાંભલિ, રાજાન! ૪૩
અસુર એક અલાયુધ નામિ, આવ્યુ, દુર્યોધન પેખિુ ઠામિ.
પૂર્વ વૈરી પાણ્ડવનુ યેહ, લક્ષ યોધા લેઇ આવ્યુ તેહ. ૪૪

ભીમ ઊપરિ તેહનિ છિ રીસ; આવી દુર્યોધનનિ નામ્યૂં શીસઃ
"સ્વામી! હૂં છૂં વેરી પાણ્ડવ તણુ; ભીમિ અમ કુલ–વધ કીધુ ઘણુ. ૪૫
હેડમ્બ–બકાસુરનુ કીધુ અન્ત; કિર્મિર અસુર હતુ બલવન્ત;
હેડમ્બા સ્ત્રી રાખિ ઘિરિ; તે દુઃખ છિ; લેશ તેહનૂં વિર. ૪૬
તે માટિ વાલિ દલ તાહરૂ, રાય! હૂં કરૂં યુદ્ધ, પાણ્ડવ વશિ થાય."
દૈતિ તણા એહવા સુણી વચન્ન, અતિ મનિ હરખ્યુ દુર્યોધન્નઃ ૪૭
"અરે વીર! સાભલિ બલવન્ત! ભીમ તણુ, જા, તૂં કરિ અન્ત."
એહવા વચન રાજાના સુણી, ચાલ્યુ અસુર સેના લેઇ ઘણી. ૪૮
શ્રોતાજન! સાભલજ્યો એહ, ગટોરગર્ચ્છનૂં પ્રાક્રમ છિ એહ.
ભાઉ કિહિ બિહૂ કર જોડિઃ કૃપા કરજ્યો શ્રીરણછોડ! ૪૯

૧૧૮૦

---

## કડવું ૨૮ મૂં—રાગ એજ

સઞ્જે કિહિઃ સાંભલિ, તૂં રાય! અસુર અલાયુધ યુદ્ધિ જાય;
ગટોરગછ સરીખુ સમરથ; ગજ સમાન અશ્વ; વજ્રમિ રથ. ૧
ગર્ધવના સરીખુ તેહનુ સાદઃ ભીમ–આગલિ કરયુ શર્ઙ્ખનાદ;
દેખી યોધ આશ્રિજ્ય બહુ થયા; ભીમસેનનિ આગલિ ગયા. ૨
હરખ્યુ રાક્ષસ જોઇ તે વારઃ 'આવ્યુ શત્રુ, હાવિ કરૂ સંઘાર.'
ઇમ કહી તેણિ મૂક્યાં બાણ, ભીમ અસુરિ ઢાંક્યુ નિરવાણ. ૩
સેન સકલ પાડ્યૂં મહી સાથિ; ગદા એક પ્રૌઢી ગ્રહી હાથિ;
મારી શીસિ ફેરવી ધરી કાલ, તૂંબલા મધિથી નીકલી અગ્નિજ્વાલ. ૪
અલાયુધ ઇમ પ્રાક્રમ કરયુ બહુ; આજે કરતું સેના સહૂ;
પાડ્યા અશ્વ, રથ કરયા લોપ, તવ ભીમનિ ચઢિઉં કોપ. ૫
જોઇ અતિ રાખસ કેરુ ક્રોધ, મૂકી અસ્ત્ર અધવચિથી કીધુ રોધ;
હેઠું ઊતરયુ વ્યાકુલ થઇ, 'મારી મુષ્ટિ રાખસનિ જઇ.' ૬
અન્યોઅન્યિ માહિ પ્રહાર; પડિ લોથિ વલી ગબિરા ચાર;
ગદા સાંગિ સોગલ તરવાર, ગ્રહી ચરણ હસ્તીનુ કરિ ભાર. ૭

હરખ્યા અશ્વ માહોમાંહિ અનન્ત, તવ અર્જુનનિં કિહિ ભગવન્તઃ
"અસુર પ્રાક્રમ સબલુ કરિ,
હય ગજ દલ (તે) આપણું હણ્યું મરિ." ૮
ઇમ કહી તેડ્યુ ગટોરગચ્છ પાસિ; "જા, રે વીર ! કરુ અલાયુધનુ નાશ.
યાઇ વ્યાકુલ સહી તાહરુ તાત, હણી એહનિ જાજ્યે કરણ–સંઘાતિ." ૯
ચાલ્યુ રણિ વીર સુણી વચન્ન; ભીમ ગયુ જ્યાં છિ રવિતન્ન;
માંડ્યૂં યુદ્ધ રાખસિ અન્યોઅન્યિ; અલાયુધિ વિચાર એક કીધુ મનિ. ૧૦
મારી ભોગલ લોહા તણી, વાગી શીસિ હેડમ્બનિ ઘણી;
વલી લાગિ મૂર્છા પૂંઠિથી, જોઇ ભીમપુત્ર ઊતરિઉ રણથી. ૧૧
રસાતલિ રથનિ લેઇ ગઇ, ઊડ્યુ ભીમપુત્ર રહ્યુ અન્તરિક્ષ જઇ.
રુધિર તણા વરસિ વરસાદ; અન્તરિક્ષથી વરખા કરિ પાત. ૧૨
પાડિ છિ પર્વતશિખર અનેક, કોપિ ધાઇ; ગદા મારિ અનેક;
શિખર અનેક યિમ પર્વત તણા, અન્યોઅન્યિ લેઇ નાખિ ઘણા. ૧૩
ખૂટ્યાં શસ્ત્ર, આયુધ નહીં લેશ, નાખી મુગટ બિહુઇ સાહ્યા કેશ;
ઊચ્યુ ઊંચલી નાખિ મહી સાથિ; ભીડી ભચરડી અંગ ચરણ હાથ. ૧૪
તવ ભીમપુત્રનિ ચઢિઉ કોપઃ 'એ પાપીનિ હાવિ કરૂં લોપ.'
ઇમ કહી ઊડ્યુ તે આકાશિ, પડ્યુ ત્રુટી ઊપરિ કરિવા નાશ. ૧૫
મહી પૃથ્વીઇ નાખ્યુ સહી; કાપ્યૂં ખડ્ગ વડિ શીસ ગ્રહી;
ગર્જનાદ કીધુ ગડગડાટ; કૌરવ દલ તણુ વાળ્યુ ડાટ. ૧૬
પાણ્ડવ આનન્દ પામ્યા ઘણું; ગટોરગચ્છિ શીસ ગ્રહ્યૂં તેહ તણૂં;
લેઇ નાખ્યૂં રથિ–દુર્યોધન્ન "આ લિ તાહરા વાલ્હાનૂં વદન્ન. ૧૭
વલી કહું: જાજ્યો કરણ–પાસિ, તેહ શીસ આપેશ કરી નાશ."
ઇમ કહી કીધુ નાદ ગર્જ તણું; દુર્યોધન્ન ભિ પામ્યુ ઘણુ. ૧૮
હવુ હરખ ધર્મ–કૃષ્ણ–અર્જુનન: "ભલુ પુત્ર! તૂં છુ ધન્ય ધન્ય."
કૃષ્ણ તણાં એહવાં સુણી વચન્ન,
ફરી ગટોરગચ્છ આવ્યુ જ્યાં રવિતન્ન. ૧૯

માંડ્યું યુદ્ધ, બિહૂ સરીખા શૂર, કૌરવદલ સવિ કીધૂં ચૂર;
કરણિ પાંચ તીવ્ર મેહ્લ્યા બાણ, ગટોરગચ્છ વ્યાકુલ થયુ જાણિ. ૨૦
તીવ્ર બાણ દસ મારચા સહી; રથ સારથિ અશ્વ પાડ્યા મહી;
જે કો યોધ હૂતા કરણ પાસિ, તેહ્નુ ભીમપુત્રિ કીધુ નાશ. ૨૧
પછિ પામ્યુ તેહ અન્તરધાન; બીધા યોધ સુભટ રાજાન.
અન્તિક્ષ જોઇ કરણ પામ્યુ ત્રાસ: 'રખે પડિ માહ્રુ કરશિ નાશ.' ૨૨
એહ્વૂં વિચારીનિ મૂક્યા બાણ; શરિ કરી છાયુ અન્તિક્ષ જાણિ;
બાંધી ઠાઠડી દિશોદિશિ સહી; કરણ સુભટ મધિ રહ્યુ તહીં. ૨૩
ભીમપુત્રિ મનિ કરયુ વિચાર; હવુ મેઘ માયાઇ તેણી વાર;
અગ્નિ તણુ વરસિ વરસાદ; લાગી ઠાઠડી બલવા વિખ્યાત. ૨૪
પડિ અશ્વ આયુધ નહીં પાર, ગદા સાંગિ તોમર તરુવાર;
શલ્યા મોગલ થાઇ છિ વૃષ્ટિ, નાંખિ અસ્ત્ર કો દીસિ નહીં દષ્ટિ. ૨૫
શિખર પાહ્ણ પર્વત બહુ પડિ, તેણિ અશ્વ ગજ બહુ રડવડિ;
અદષ્ટ થકુ આજિ ગડગડિ; યોધ કો ન દીસિ, આયુધ પડિ. ૨૬
નાહ્ઠા યોધ, સવિ પામ્યા ત્રાસ; કૌરવદલ સવિ કીધૂં નાશ;
કરણ થોભ્યુ તેણિ સમિ, અસુર અનન્ત અન્તિક્ષ રહી ભમિ. ૨૭
વાધ્યા અસુર લક્ષ કોડ અનન્ત; પડિ આયુધ; દલ થાય અન્ત;
ચાંપી મારિઆ ગજ મહારથી; અવરિ યોધ અશ્વ–સંખ્યા નથી. ૨૮
કરણ સુભટનિ ચઢિઉ કોપ; આવતાં આયુધ કરચાં તે લોપ;
ચાકયુ કરણ અસ્ત્ર છેદિ અનન્ત, પણિ તેહનુ નહીં આવિ અન્ત. ૨૯
અસુર-વૃદ્ધિ–માયા ફરી થાઇ; નાખિ અસ્ત્ર; કો નવિ રહ્યૂં જાઇ;
પડિ પાહ્ણ પર્વત આકાશિ; ચાંપી દલ મારયૂં નાહ્ઠૂં સુહુપાસિ. ૩૦
રહ્યૂં યુદ્ધ, કુણ સાથિ મરિ? મરિ ચમ્પાઇ શલ્યા પડિ;
તવ તિહા વરત્યુ હાહાકાર; માંહોમાંહિ તિહાં કરિ છિ વિચારઃ ૩૧
"પાણ્ડવનૂં પાસૂં કરિ દેવ; અન્તિક્ષથી મારિ અશ્વમેવ;"
નાહ્સિ, 'અનાથ થવા,' ઇમ કહી,
કૌરવ અસ્ત પામ્યા યુદ્ધ કરિ નહીં. ૩૨

રહ્યુ કરણ, એટલુ શું, હરિ? પડિ આયુધ આપી બહુ ભરિ;
પડયુ ભંડ; બહુ પામ્યા ત્રાસ; શબ્દ ચુદ્ગમાં થાએ નાશ. ૩૩
દ્રોણાચાર્ય આદિ સહ યોધ; જોઇ આશ્ચિત્ય પામ્યા ક્રોધ:
"કુરુ, ભાઇ! એહનુ શુ કરવુ સઞ્ચ?"
મિલી મહ પરહ્યુ પરપઞ્ચ; ૩૪
કૃપા'દ્રોણ શલ્ય દુઃશાસન, શકુનિ સાથિ સહ દુર્યોધન;
આવી ઊભા સવિ કર્ણનિ પાસિ;
કહિ રવિસુત: "હાવિ કરવુ નાશ. ૩૫
નહેરવી એણિ કીધી ધરા; યોધ હારિ પામ્યા સવિ ખરા;
એં આવ્યુ પર્વતશુ અહીં; એહ તુ કેહનિ મૂકિ નહીં. ૩૬
યોજન દેહ એહનુ વિકરાલ; દીસિ કૃતાન્ત સરીખુ કાલ."
સંરવ મિલિ કહિ: "સાંભલિ, કરણ! નિશ્ચિ એહનૂં કરવૂં મરણ. ૩૭
સાંગિ એકવીશ! તૂં કહિ; તેણિ પાડિ પૃથ્વીઇ એહનિ;
આપણિ સવિ પામ્યા મહી નાશ; શિ અર્થિં આવશિ રહી પાસિ? ૩૮
મૂકિ, વિચાર મા કરિ તૂં મનિ; જીવેશ તુ જીતેશ, અર્જુન;
એ દુષ્ટ રાખસનુ કરિ સહાર." સુણી કર્ણિં મનિ કરયુ વિચાર: ૩૯
"સાંભલુ ગુરુ નિ દુર્યોધન! એ સાગિ જીતેશ અર્જુન;
નપાણ્ડવી કરવાનિ અરથિ, રાખી સાગિ એહ તુ સમરથ." ૪૦
કહિ દ્રોણ "સાંભલિ તૂં, કરણ! તેણિ હુકે આપણૂં મરણ;
નપાણ્ડવી તૂં કરતુ કરિ, નકૌરવી કીધી તે અરિ." ૪૧
પછિ કરણિ શોક મનિ ઘરી, વિરાધ સાંગિ તે હાથિ ધરી:
"રાખ્યુ અર્જુન શ્રીમહારાજિ; પાડવિઉ ભીમપુત્ર આજ. ૪૨
એં નિશ્ચિ કૃષ્ણનિ ગમતૂં કામ; રહ્યુ અર્જુન; મારૂં એહનિ ઠામિ;
સહી મરણ થાઇ એ વડિ; મહૂં સાંગિ જિમ એ દષ્ટિ પડિ." ૪૩
એહવૂં વિચારયૂં કરણિ મન સાથિ,
લીધી સાંગિ વીજલી સરખી હાથિ:
ટાળ ઘણુ કરતુ બહુ નિકન્દન, રાખી હતી કરવા વધ અર્જુન.

કવચ કુણ્ડલ આપી ઇન્દ્રનિ, પિતાવચનિ માગી લીધા તે કહિ;
કિહિ સન્જેઃ લેવા ઇચ્છતી તે પ્રાણ,
ગ્રત તણી ભગિની સહી જાણિ. ૪૫
મૂકી સાગિ ચાલી આકાશિ; માયા સકલ કીધુ તેણિ નાશ;
નાહ્નુ રાખસ દેખી વ્યાકુલ થઇ; સાગિ રદિ મધિ પીઠી જઇ. ૪૬
બાહરિ નીકલી ગઇ આકાશિ; પછી આગલિ જૈ ઇન્દ્રનિ પાસિ;
ગટોરગચ્છ પર્વત પાડ્યુ મહી; પડ્યુ સેન–કૌરવ–મધિ જઇ. ૪૭
પાણ્ડવકાર્ય કરિવા ધરયુ રાગ, ચાંપ્યૂં દલ, હસ્યૂં સુહુપાસિં;
એક ક્ષોહણી તણુ કરયુ અન્ત, પડ્યુ ભીમપુત્ર બલવન્ત. ૪૮
મરણ પામ્યુ એ તેણી વાર, કૌરવદલિ હવુ જેજેકાર;
પાણ્ડવ પાચિ દુઃખિઆ થયા; નારાયણ આનન્દ પામિઆ. ૪૯
પાઞ્ચજન્ય પૂરયુ અવિનાશિ; નાચિ, હરિત તાલી દેઇ કરિ હાસિ;
ચાંપી પૂંઠિ પાણિ અર્જુન, કરયુ નાદ વલી જગજીવનિ. ૫૦
અર્જુન આશ્ચિર્ય પામ્યુ ઘણું; આણી દુઃખ અતિશિ પુત્ર તણું,
બોલ્યુ પારથઃ "સુણ, મહારાજ! શોક અતિ, દુઃખ પામ્યા આજ. ૫૧
ગટોરગચ્છ સરીખુ પુત્ર મરિ; તૂં સ્વામી! શિ હાસિજ કરિ?"
સુણી વચન બોલ્યા અવિનાશઃ હાવિ કર્ણ સહી જાણ થ્યુ નાશ. ૫૨
સાંગિ તણિ બલિ તે ગાજતુ; તેણિ કરીનિ તૂહિ ભાંજતુ;
એ આયુધ હોઇ જુ એહનિ પામિ, તુ કુણિ નવિ ચાલિ, પામિ ત્રાસ. ૫૩
ઇન્દ્ર–ઇશ–આદિ સરવ હોઇ, કર્ણ જીતવા સમરથ નહીં કોઇ;
ભીમપુત્રનિ જાણ મુઉ નથી, મુઉ કર્ણ જાણ, સાગિ ગૈ હસ્તથી. ૫૪
કવચ કુણ્ડલ લેઇ ગયુ સુરરાજ; પુત્ર જાણી તાહરૂં કીધૂં કાજ;
ઇન્દ્રનૂં કીર્તન મુખિ જપતુ નામ, તેણિ કરી તાહરૂં સીધૂં કામ. ૫૫
એ રવિ–સુત મરણ થાઇ કુણિ નહીં,
ગાઞ્જીવ અખિ ભાથા તાહરા ખૂટિ સહી;
માહરૂં ચક્ર સુદર્શન પાછૂં ફિરિ,
પછિ કુણ એહવુ વીર, જે વધ એહનુ કરિ? ૫૬

ગયાં કવચ કુણ્ડલ નિ ગદા, કરૂં હાસિ તે જાણી સર્વદા;
ગયૂં કષ્ટ; કલ્યાણ થયૂં તુઝ; તેણિ નાચ્યૂં હર્ષ થાઇ મુઝ." ૫૭
ગટારગચ્છનુ જાણી નાશ, ધૃતરાષ્ટ્ર મનિ પામ્યુ ઉલ્લાસ;
કિહિ કથા તૂં, ચતુર સુજાણ! સઞ્જે મુખિ બોલ્યુ પછી વાણિ. ૫૮
ભાઉ કિહિઃ પ્રભુ! તૂં અવિનાશિ!
રાખિ તૂં મુઝિ ચરણનિ પાસિ. ૫૯

૧૨૮૯

---

## કડવૂં ૨૯ મૂં—રાગ દેશાખ

શ્રીહરિ બોલિઆ રે: "સાંભલિ, અર્જુન! કહૂં વાત;
કર્ણ મહા પ્રાક્રમી રે, તૂં વિના કુણિ નવિ થાઇ ઘાત. ૧
શીલ વ્રત આચરિ રે, ગોબ્રાહ્મણ કેરુ પ્રતિપાલ;
અઅવિદ્યા આવડિ રે, ચેહવૂં રવિતેજ તપિ મધ્યકાલ. ૨
દુષ્ટસઙ્ગતિ થઈ રે, શૂં કિહિવુ! તૂં શૂં જાણિ?
દેવ કરી માનતુ રે, હાવિ માતુ થયુ નિરવાણ. ૩
તેહ પણ હજી લગિ રે, કો સમરથ નહીં કરિવા અન્ત;
તેહ વધ તુ થશિ રે, કહૂં સાંભલિ તૂં એકચિન્તિઃ ૪
રથચક્ર એહનૂં ગ્રસિ રે, પૃથ્વી રણ માહિ, સહી પાણ્ડુ થાઇ,
તે સમિ મારેશિ રે, તુ તે સમિ મરણ થાઇ. ૫
તહ્મ્પો કારણિ રે, અસુર તણુ બહુ આણ્યુ અન્ત;
જરાસન્ધ આદિથૂં રે, શિશુપાલાદિક બલવન્ત. ૬
આંહિ દૈતિ જે હૂતા રે, અલાયુધ આદિ કરયા નાશ;
ભીમપુત્ર મારિઉ રે; તેહથી મન માહિ થયુ ઉલ્લાસ. ૭
નહીંતુ માહરિ મારતુ રે, થત સુદર્શન ચક્ર લેઇ હાથિ;
એહવુ કો નથી હાવિ રે, પછિ યુદ્ધ કરત એહનિ સાથિ. ૮
અસુર સંધારવા રે, મિ ધરયુ જિ હવાં અવતાર:
એહવા વીર રહ્યા પૂંઠિ રે, પૃથ્વી કરયિ સહૂ સંહાર.

મિ કરણુ પ્રેરિઉ રે, મોહ ઊપજાવ્યુ તેહનિ મન્નિ;
અસુર મરાવિઉ રે, રક્ષા કીધી તૂં, અર્જુન! ૧૦
હાવિ ચિન્તા નહીં રે, કહેશ સમિ કર્ણનુ હુઇ નાશ;
હાવિ સહૂ યોધ મિલી રે, ચાલુ વધ કરિવા દ્રોણનિ પાસિ." ૧૧
ધૃતરાષ્ટર બોલિઉ રેઃ સાંભલુ, સઞ્જિ! કહૂં તૂંહિ વાત આજ;
કરણિ કૂડું કરયૂં રે, સાંગિ ન રાખિ અર્જુનનિ કાજિ. ૧૨
હાવિ સઞ્જે કિહિઃ સાંભલુ રે, આગલિ થશિ શુ પરપઞ્ચ?
ભાઉ કિહિ કથા રેઃ રાખજ્યે હરિચરણિ કરી સઞ્ચ. ૧૩
૧૨૫૨

---

## ૫. દ્રોણવધપર્વ—

### કડવું ૮૦ મું—રાગ સામેરી

વૈશમ્પાયન ઋષિ કિહિઃ સુણિ, જન્મેજે રાજન્ન!
કૌરવ આગલિ વાત થઈ, યે હણ્યુ દુઃશાસન. ૧
કરણુ દ્રોણુ નિ કૃપાચારય, શલ્ય બહુ ભૂપાલ,
દુઃશાસનનુ વધ સાંભલી, રાઇ–મુખ થયૂં વિકરાલ. ૨
દ્રોણુ પ્રત્તિ ઇમ કિહિઃ "ગુરુ! કરુ માહરી સાર;
પાણ્ડવરૂપી દુઃખસાગરથી. ઉતરુ નુઝનિ પ. ૩
તહ્મ્યો મુઝ શિરિ સાહિ છુ ત્ર ના ચિન્ન આજ;
તે માટિ પાણ્ડવ હણીનિ. મુઝ આપીઇ મહી નાજિ." ૪
વચન એહવાં સાંભલી, ગુરુ બાલિઆ મુખિ વાણિઃ
"પાણ્ડવ પ્રાજે થાય નહીં, જેહનિ સાહિ સારઙ્ગપાણિ. ૫
પિતામહનાં વચનથી, પદ અમર પામ્યા યેહ,
નિકન્દન કૌરવ કરી, સહી રાજિ લેશિ તેહ." ૬
વચન એહવાં સાંભલી, કૌરવપતિનિ ચઢી રીસઃ
"તમ પ્રતાપી શત્રુ પાણ્ડવ, કઈ કટકા વીસ. ૭

સ્વામીજી! બહુ ઘાત કરૂં છૂં, ઇચ્છૂં છૂં બહુ કામ;
માહરૂં મન સ્થિરતા કિમ રિહિ, જુ તહ્મ્યો છાડુ હામ?" ૮
સુણી વાણી દ્રોણ ગુરુ એ, ઊઠયા બહુ ભડ-ભાગ;
બાણ ભાથા કર ગ્રહીનિ, ચાલ્યા રણિ બહુ રાગિ. ૯
ક્રોધ-પૂરિત તવ આવિઆ, પાણ્ડવના દલ-મદ્ધિ;
પછિ બાણ મુકી અતિ ઘણાં, બહુ યોધ ટાલી શુદ્ધિ. ૧૦
એક દસ શત સહસ્ર યોધા, દસ સહસ્ર મૂકિ જોડિ;
આગલિ જાતા લખ ગઇ, દસ લાખ વાજિ ક્રોડ. ૧૧
ઇમ બાણ મૂકિ દ્રોણાચાર્ય, કરચૂં દલ સંહાર;
અશ્વ ગજ રથ મહારથી, રણિ પડ્યા બહુ નિરધાર. ૧૨
બાણ છૂટિ નિ રથ ત્રૂટિ, ફૂટિ હસ્તી-શીસ;
રૂંઢમૂંડ યોધા પડિ પૃથ્વીઇ, થાઇ કટકા વીસ. ૧૩
દ્રોણાચારયિ કોપ ધરી, દલ પાડ્યૂ બહુ નાશ;
તે પીર નાહ્ઠા આવિઆ, શ્રીકૃષ્ણ-અર્જુન પાસિ: ૧૪
"અરે સ્વામી! તહ્મ્યો સાંભલુ, તંમ ગુરુ દ્રોણ છિ યેહ,
કટક દલ સવિ પાડ્યૂં પૃથ્વીઇ, મૂકી બહુ બાણ તેહ. ૧૫
બાણ મૂકિ અતિ ઘણા, તેહ્નની સઙ્ખ્યા કહી નવિ જાઇ;
હાવિ શીઘ્રિ, સ્વામી! કરુ રક્ષા, અહ્મ્યો નહીં રિહિવાઇ." ૧૬
વચન એહ્વા સાંભલી, શ્રીકૃષ્ણ બોલ્યા ઇમ્મઃ
"અરે અર્જુન! દ્રોણ ભડ તે, હારિ પામિ કિમ્મ? ૧૭
શસ્ત્રવિદ્યા ભેદ જાણિ, વલી પ્રાક્રમી બહુ બલવન્ત;
બાણ મિથ્યા હોઇ નહીં; તેહ્નુ કોઇ ન આણિ અન્ત. ૧૮
દ્રોણગુરુ નવિ થાઇ પ્રાજે; માનના એક દેવ;
એહ્નિ એહ્વી પ્રતગ્ન્યા છિ યે, સવિ શસ્ત્ર નાખિ ધરણિ ખેવ, ૧૯
પછિ પાછાં લિહિ નહીં જુ, જાણિ આવ્યૂં મરણ;
વાઇક પાછૂં નવિ ફરિ, જુ શેપ મૂકિ ધરણિ. ૨૦

સ્વર્ગ મૃત પાતાલ ત્રણ્યિ, રસાતલિ જુ જાઇ,
ત્રુહિ શસ્ત્ર નાખ્યા તે નવિ ગ્રહિ; ફરી પાછાં નવિ સાહિ. ૨૧

તે માટિ એક ભેદ રચીઇ, યિમ શસ્ત્ર નાખિ એહ;
દ્રોણ ગુરનિ પુત્ર છિ, એક, અશ્વત્થામા યેહ, ૨૨
સુભટ શૂરુ પ્રાક્રમી અતિ-વલ્લભ છિ તે જાણ્યિ;
નાશ પુત્રનુ થયુ સાંભલી, શસ્ત્ર નાખિ ભોમિ નિરવાણ, ૨૩
તે માટિ, અર્જુન! ધરમનિ, મોકલુ ગુરુનિ પાસિ;
દ્રોણ આગલિ ઇમ કહિ: 'તુઝ પુત્ર પામ્યુ નાશ.' ૨૪
એહ્‌વી સુણતાં વાણ્યિ શસ્ત્ર નાખિ, તુ સરિ સઘલાં કાજ;
પછિ આપણ્યિ હણી કૌરવનિ, સહી લીજિ રાજિ." ૨૫

અર્જુન વલતુ ઇમ વદિ: "સ્વામી! યુધિષ્ઠિર નહીં જાઇ;
અસતિ વાઇક નહીં વદિ; કદાપિ એ તુ ધર્મરાઇ." ૨૬
વૈશમ્પાયન ઇમ ઉચ્ચરિ: સુણ્યિ, જન્મેજે! તૂં વાણ્યિ;
અર્જુનશું આગન્યા કરી, દલ જાઇ સારઙ્ગપાણ્યિ. ૨૭

તત્ખેવ વેગિ આવિઆ રે, કૌરવના દલ મદ્ધિ;
પ્રૌઢ યોધા મહારથી, દ્રોણ કરિ છિ યુદ્ધ. ૨૮
પ્રણામ કીધુ દ્રોણ ભણિ, તવ બોલિઆ અવિનાશ:
"અરે દ્રોણ! શું યુદ્ધ કરિ છિ? તુઝ પુત્ર પામ્યુ નાશ. ૨૯

તુઝ પ્રાણપિ અતિ વલ્લભ હતુ, અશ્વત્થામા યેહ,
સઙ્ગ્રામ કરતાં રણ વિષિ, પડ્યુ પૃથ્વીઇ તેહ." ૩૦
દ્રોણ કહિ: "મુઝ પુત્ર બલિઉ, અભઙ્ગ ભડ તે જાણ્યિ;
નાશ તેહ્‌નુ છિ નહીં; તૂં મિથ્યા બોલિ છિ વાણ્યિ. ૩૧

અરે ધૂરત યાદવા! કાં અનરથ બોલિ તૂં આપ? -
વિશ્વાસઘાતી છલ કરી, પર-અર્થિં લહિ શીસિ પાપ. ૩૨
અનેક ભડ તે હણ્યા આગિ, તેહ્‌ની ન જાણૂં ગતિ;
જુ ધર્મ આવિ કહિ મુઝનિ, તુ સહી માનૂં સતિ." ૩૩

વચન એહવાં સાંભલીનિ, કૃષ્ણ આવ્યા ત્યાંહિ,
ભીમ અર્જુન નિકુલ સિહિદે, યુધિષ્ઠિર છિ યાંહિ: ૩૪
"અરે સુભટો! સાંભલુ, દલ દ્રોણ કરિ સર્વાંગ;
ઉત્પાત વરત્યુ આપણિ; રણિ કુણ ચઢશિ વાહરિ? ૩૫
કૌરવ બલિયા પ્રાક્રમી, તે કુણિ નહીં જીતાઇ;
આપણિ તેહનિ જીતવાનિ, એક ઇહાં છિ ઉપાઇ. ૩૬
રાઇ યુધિષ્ઠિર! સાંભલુ, જાઉ દ્રોણ ગુરનિ પાસિ;
જૈ કુહુ તુઝ પુત્ર પે, અશ્વત્થામા પામ્યુ નાશ. ૩૭
એહવુ પુત્રનુ વધ સાંભલી, શસ્ત્ર નાખશિ તત્ખેવ;
તે માટિ તહ્મ્યો શીઘ્ર થૈ, ધર્મ! જાઉ તિહાં અશ્વમેવ." ૩૮

ઊથલુ

"અશ્વમેવ જાઉ રણ વિધિ," એહવાં કૃષ્ણ-વાઇક સાંભલી,
કર જોડી વિપ્ર ભાઉ કિહિ: પછિ ધરમ તે બોલ્યા વલી. ૩૯

૧૨૯૧

---

કડવું ૩૨ મું—રાગ ગૌડી

રાઇ યુધિષ્ઠિર બોલ્યા વાણિ: "સાંભલિ માચૂં, ચતુરસુજાણ!
અસતિ વાઇક મિ કિમ બોલાઇ? નપાપડવી જુ પૃથ્વી થાઇ, ૧
વ્રત આજ મુઝ આલિ મહી, તુહી અસતિ હૂં બોલૂં નહીં.
પૃથ્વી તણૂં માહરિ નહીં કાજ; અનિત નરકિ પડું, મહારાજ!" ૨
ઋષિ કિહિ: સાંભલિ તૂં, રાજન! ધર્મ તણૂં નિશ્ચય એહવૂં મન.
સતિવાદી યે કહાવિ રાઇ, છલ વાઇક તેણિ કિમ કિહિવાઇ? ૩
જુ રવિ પચ્છમ પ્રગટિ સહી, શેષનાગ ધરણી ધરિ નહીં,
સાગર લોપી જલ થલિ કરિ, તુહિ અસતિ વાઇક ધર્મ ન ઊચરિ. ૪
જુ પૃથ્વી રસાતલ માંહિ જાઇ, જુ હુતાશન્ન શીતલ થાઇ,
વર્ણ અક્ષર નહીં ભેદાભેદ, વચન વાઇક ન થાઇ વેદ, ૫

એહવા અરિષ્ટ જુ થાઇ સહી, તુહી ધર્મ સતિ મૂકિ નહીં.
યુધિષ્ઠિર કહિ: "સાંભલુ, સ્વામિ! રાજિ તણૂં માહરિ નહીં કામ." ૬
તવ વચન બોલ્યા શ્રીભગવાન, આડી દૃષ્ટિ ભીમનિ કીધી સાનઃ
"જા રે વીર! તૂં વિહિલુ થઇ, હણિ અશ્વત્થામા હસ્તી તે સહી. ૭
દ્રોણપુત્ર-નામિ હસ્તી ચેહ, વેગિ હણિ છલ કરિવા તેહ."
સુણી વચન ભીમ સઞ્ચરયુ; અશ્વત્થમા હસ્તી-વધ કરયુ. ૮
કરી કાજ ભીમ આવ્યુ ત્યાહિ, ધર્મરાઇ કૃષ્ણ બિહુ ચાહિ;
પાસિ જૈયનિ બોલ્યુ વાણિ "સ્વામી! અશ્વત્થામાઇ તિજયા પ્રાણ." ૯
નારાયણુ તવ બોલ્યા ઇમ્મઃ "અશ્વત્થામા પડિઉ તે કિમ્મ?
સુણી વચન ભીમ ઇમજ કહિ "ગદાપ્રહાર માહરુ કિમ મિહિ? ૧૦
મિ મારી રીસ આણીનિ ગદા, પામ્યુ મરણ, પડ્યુ તે તદા."
સુણી વચન ધર્મનિ કહિ અવિનાશ;
"ઉઠુ શીઘ્રિ જાઉ દ્રોણનિ પાસિ. ૧૧
એહવૂં વાઇક તૂં કહિજ્યે સહી, અશ્વત્થામા રણિ પડિઉ મહી."
નારાયણિ કહી છલ-ગતિ, રાઇ-યુધિષ્ઠિરિ તવ માન્યૂં સતિ. ૧૨
શીઘ્રિ થઇ ધર્મ આવ્યા ત્યાહિ, દ્રોણ યુદ્ધ કરિ છિ ચાહિ.

ભેટચા ભૂપતિ; દીધા માનઃ "કુહુ, ધર્મ! આવ્યા કુણિ કામિ?" ૧૩
વચન સાંભલી બોલ્યા ધર્મઃ "અરે દ્રોણ ગુરુ! લાગૂં કર્મ;
અશ્વત્થામા રણ માહિ રહ્યુ ચેહ, હવડા ભીમિ હણિઉ તેહ." ૧૪
ધર્મવચન દ્રોણિ માન્યૂં સહી, તત્ક્ષણ અસ્ત્ર તે નાખ્યાં મહી;
તિજી બાણ દ્રોણ ઇમ વદિ, પુત્રશોક આણી અતિ રુદિઃ ૧૫
"અરે રાઇ! વાઇક સાભલુ, અશ્વત્થામા ગજ છિ ભલુ;
હસ્તી પુત્ર બિહુનાં નામ સમાન, તેહ માહિ કુણ હણિઉ રાજાન?" ૧૬
કહિ ધરમઃ "હૂં તે નવિ લહૂં; સુણી વાત તુઝ આગલિ કહૂં;
નર અથવા કુઞ્જર કો હણ્યુ; વિચાર ન જાણૂં તેહજ તણુ" ૧૭
છલ જાણિ ગુરુ દ્રોણ કોપિઉ. "અરે કુન્તીસુત! તિં તુ ધર્મ લોપિઉ.
ધૂર્ત કૃષ્ણ-સઙ્ગતિ ફરી મતિ, સ્વારથ માહિ તિ નીગમ્યૂં સતિ." ૧૮

અનેક વચન દ્રોણિ કહ્યાં મર્મ, રુદિ બાણ થૈ વામાં ધર્મઃ
"લોભ રાજિનુ લાગુ તુહિ, અસતિ વાઇક આવી કહ્યૂં મુહિ. ૧૯
જુ ધર્મિં ધર્મ મૂકયુ જાણિ, તુ માહરિ ધરવાં નહીં બાણ."
નાખ્યાં અસ્ત્ર અવની ક્રોધિભરી, દ્રોણાચારયિ નવિ લીધાં ફરી. ૨૦
આવ્યા ધર્મ તવ શ્રીહરિ પાસિ; પછિ અર્જુન કિહિ છિ અવિનાશઃ
"જા, રે વીર! વેગિ લેઇ બાણ; દ્રોણાચારય હણિવા નિરવાણ." ૨૧
કિહિ અર્જુનઃ "યુદ્ધિ જાઉં નહીં; એહ તુ માહરુ ગુરુ છિ સહી;
સ્વામી! સ્મૃતિ વેદ ઇમ કિહિ, ગુરુ-પિતા માંહિ સન્ધિ નહીં. ૨૨
દ્રોણ ઊપરિ હૂં કિમ કરૂં પ્રહાર? માહરુ બોલિ નહીં ઝાલિ ભાર.
નપાણ્ડવી જુ પૃથ્વી થાઇ, તુહી અર્જુન નહીં યુદ્ધિ જાઇ." ૨૩
એહવાં વચન સુણી સારઙ્ગપાણિ, અર્જુનશ્યૂં ઇમ બોલ્યા વાણિઃ
"અરે વીર! હૂં કહૂં છૂં આપ, તે માટિ નહીં તુઝનિ પાપ. ૨૪
પારથ! જો માહરા મુખ માંહિ, શી ગતિ દેખિ છિ તૂં આંહિ?"
વદન વિકારયૂં વિશ્વાધારિ, ભુવન ત્રણિ દીઠાં મુખ-મુઝારિ. ૨૫
"કૌરવ સતિ તિહાં પામ્યા મરણ, એહવૂં દેખીઇ, અશરણશરણ!"
અર્જુનનિ કિહિ શ્રીઅવિનાશઃ "પાણ્ડવ ઘણું પમાડ્યા ત્રાસ. ૨૬
રખિ અર્જુન! ઇમ જાણિ તૂંઇ: હવડાં કૌરવનિ મારૂં હૂંઇ;
એણિ દમી સાધ્વી સભા-મુઝારિ, સહી મરણ પામ્યા તેણી વાર." ૨૭
નારાયણ-મુખ જોઇ અર્જુન્ન, લાગુ ચરણિ વિહ્‌વલ થૈ મન્નિ;
અહર્નિશ મુનિ ધ્યાઇ મહન્ત, તુહિ પાર નવિ પામિ અન્ત. ૨૮
અર્જુનિ સ્તુતિ કીધી ઘણી, વેગિ આવ્યા ધૃષ્ટદ્યુમન ભણી;
દ્રુપદસુતનિ દીધી આશઃ "જાઉ યુદ્ધ કરિવા દ્રોણનિ પાસિ. ૨૯
નાખ્યાં શસ્ત્ર, તેહૂનિ મારુ જઇ; એહ તુ માહરુ ગુરુ છિ સહી."
એહવાં વચન ધૃષ્ટદ્યુમન સુણી, તત્ક્ષણ આવ્યુ દ્રોણજ ભણી. ૩૦
દ્રુપદસુત આવ્યુ જેટલિ, પ્રાણ તિજ્યાં દ્રોણિ તેટલિ;
પ્રણામ કરી, ધરીનિ ધ્યાન, મિલ્યૂં તેજ જૈયમિ ભગવાનિ. ૩૧

દ્રોણુચાર્યિં ઇમ તિજિઆ પ્રાણ; દ્રુપદસુતિ તવ લીધાં બાણ;
મન માહિ અતિ આણી રીસ, દ્રોણાચાર્યનૂં તવ છેદ્યૂં શીસ. ૩૨
હાહાકાર તવ હુવુ અતિ સાંહિ; અતિ અરિષ્ટ કૌરવદલ માંહિ;
આવી વાત કૌરવનિ પાસિ; દ્રોણાચાર્ય ગુરુ પામ્યા નાશ. ૩૩
દુર્યોધન એહ્‌વૂં સાભલી, પડ્યુ ધરણિ, તવ મૂર્છા વલી;
શિથિલ દેહ, મુખિ નવિ બોલાઇ; ભગન કટી, ઊધરશી રોમરાઇ. ૩૪
વૈશમ્પાયન કિહિ: સુણિ, ભૂપ! દુર્યોધન થયુ વિકલ-સ્વરૂપ;
દ્રોણાચાર્ય ઇમ પામ્યા મરણ, હાવિ યુદ્ધ થાશિ તાગી કરણ. ૩૫
રવિસુત છિ પ્રાક્રમ અતિ પ્રૌઢ, સાંભલતાં થૈઇ દિગ્મૂઢ.
સમરચા સ્વામી વૈકુણ્ઠનાથ; વિપ્ર ભાઉ કિહિ: થાઉ સનાથ. ૩૬
૧૩૨૭

[ ઇતિ શ્રીમન્મહાભારતે ભાઉકવિ-વિરચિત
દ્રોણપર્વ સમ્પૂર્ણ ]



## ૬. કર્ણપર્વ-સાર

### કડવૂં ૩૨ મૂં—રાગ એજ

ઋષિ કિહિ: સાંભલિ, રાજન! અતિ ભિ પામ્યુ દુર્યોધન;
આણી દ્રોણ-દુ:ખ થયુ નિ:શ્વાસ; તવ તિહાં તાગી કર્ણ આવ્યુ પાસિ. ૧
દુર્યોધનશૂં ઇમ બોલિઉ: "રાઇ! મનિં વિર્હ્વલ કિમ થયુ?
શા માટિ દીન થઇ બિઠુ સાર? હવડાં પાણ્ડવ પાંચ મનાવૂં હારિ. ૨
શા માટિ દુ:ખ આણુ તહ્મ્યો, જહાં લગિ જીવૂં છૂં અહ્મ્યો?
અરે રાઇ! તૂં એહ્‌વૂં જાણિ, પાણ્ડવ પાંચ હણૂં એક બાણિ. ૩
તિજી શોક બિસુ નચિન્ત; સહી આપણી થાશિ જીત;
માહરા મન માંહિ અતિ ઘણી રીસ; હવડાં હૂં જે છેદૂં શીસ. ૪
નિષ્કણ્ટક કરી ન આપૂં રાજિ, તુ તિહાં મુઝનિ લાગિ લાજ.
જો નહીં લ્યાવૂં શીસ-અર્જુન, તુ તિજી રાજિ નિ જાઉં વન્નિ; ૫

પાણ્ડવનૂં પ્રાક્રમ શૂં ઘણિ? બહુ યોધા સાથિ આપણિ;
નપાણ્ડવી પૃથ્વી કરી દિઊં; શત્રુસાલ ટાલી જસ લિહૂં." ૬
એહ્‌વી આશ્વાસના દીધી ઘણી; પછિ કરણ સુભટ ચાલ્યુ રણ ભણી;
મહારથી સાથિ દસ સહસ; તેહ્‌નિ છિ નાના વિધનાં અસ્ત્ર; ૭
સેના સાહત શણગારયા સહૂ, બલ પ્રાક્રમ ભડ બોલિ બહુ;
હસ્તિયૂથ આગલિ કરયાં સહી; પાલા સુભટની સઙ્ખ્યા નહીં, ૮
મહગલ વીત(?)હય કરિ હીંસાર; તેહ્‌નિ નાનાવિધ સણગાર;
રતનજડિત્ર સોવણ પલાણ; ઊપરિ ભાથા, ભરિઆં બાણ. ૯
ચમર શીસિ બાંધ્યા ગજ ધાઇ, હહીરયા રણ ઊપરિ જાઈ;
તે ઊપરિ બિઠા મહાવીર, શૂરશિરોમણિ તે તિહાં ધીર. ૧૦
રણ–મુહિ ચઢિઆ ભડ શૂર, યિમ વાધિ સાગરનૂં પૂર;
અગ્નિ સેના ઊપરિ ભાથા વસ્ત્ર; પ્રૌઢાં ધનુષ; જાણિ બેદ-શાસ્ત્ર. ૧૧
મુગતાફલ સોવણ કણ્ઠિ ગાલ; રાતાં લોચન દીસિ વિકરાલ;
એક આણ્યુ અનુપમ રથ જોતરી; કરણ–આગલિ આણ્યુ સજ કરી. ૧૨
શલ્ય સુભટ તિહાં આવી મિલ્યુ, વચન થકી પાછુ નવિ ચલ્યુ;
વૈશમ્પાયન કિહિઃ સુણિ, રાઇ! સુભટ કરણ સુદ્ધિ સજ થાઇ. ૧૩
ક્રોધ સહિત અંગૂ કડકડિ, પૃથ્વી–ભારિ શેષ આકુ પડિ.
સજી આયુધ કર્ણ બિઠુ રથિ; શલ્ય સારથિ છિ સમરથ. ૧૪
તવ નીસાણિ દીધુ ઘાઇ; નાનાવિધ વાજિત્ર–શબ્દ થાઇ;
દલકદલમાં દિઇ દડદડી; ધાઇ નફેરિ ઘ્રરક્કિ ચડી. ૧૫
ઝાજિ કંસાલાં રણતૂર, રણશીંગાનિ શબ્દિ ચઢિઆં શૂર;
એહ્‌વી યુગલિઇ ચાલ્યુ કરણ, ત્રણ વારિ તવ ધ્રૂજી ધરણિ . ૧૬
જાણ્યૂં, પૃથ્વી સવિ થાઇ એક, પ્રૌઢ ભારિ શિરિ દાઝિ શેખ;
અમરાવતી તણુ યે ધણી, સુરપતિનિ આરતિ થૈ ઘણી. ૧૭
સવા ભાર હેમ આપિ યેહ, સ્તુતિ કરવા સમરથ નહીં તેહ;
રવિસુત–પ્રાક્રમનુ નહીં પાર; ઇન્દ્રાસન તે લિહિ નિરધાર. ૧૮
ક્રોધપૂરિત કર્ણ આવ્યુ ત્યાંહિ, શ્રીકૃષ્ણ સાથિ પાણ્ડવ દલ ચાંહિ;
ધસ્યા સુભટ યુદ્ધ કરવા મિલ્યા; પાણ્ડવનાં દલ–મધિ ભટચા. ૧૯
અન્યોઅન્યિ કરિ સઙ્ગ્રામ; બહુ સુભટ પડ્યા તેણિ ઠામિ;
પડ્યા શૂર સુભટ મહારથી; પાલા પુરુષની સઙ્ખ્યા નથી. ૨૦

ઇમ સંગ્રામ કરિ ભડ કરણ; બાણવૃષ્ટિ દલ પાડ્યૂં ધરણિ,
મછરાઈ દ્રુપદ ભડ જેહ, કર્ણપ્રહારિ તેણિ તજિઆ દેહ ૨૧
કાશીરાજ શિખણ્ડી વીર, અન્ય વીર બીજા બલધીર;
જે ભૂપતિ પાણ્ડવનિ પાસિ, કરી યુદ્ધ પામ્યા તે નાશ ૨૨
આવ્યા શેષ પાણ્ડવનિ સાથિ, તે મરણ પામ્યા કર્ણનિ હાથિ;
સૂર્યપુત્ર એહવૂં યુદ્ધ કરિ, પાણ્ડવનન્દન તિહાં નહીં ઉગરિ ૨૩
અતિશિ ક્રોધ ધરી બહુ મન્નિ, વેગિ આવ્યુ ત્યાં અર્જુન
નારાયણ ઈમ બોલ્યા વાણિ "સાંભલિ, અર્જુન ચતુરસુજાણ! ૨૪
યુદ્ધ કરિવા આવિ કર્ણ વીર, શલ્ય સારથિ છિ મહાબલધીર,
સહી યુદ્ધ કરશિ નિરધાર, પૃથ્વીઇ સિહિવાઇ નહીં ભાર. ૨૫
હાવિ આપણિ કરીઇ ઇમ્મ, તાહરા જ્યેષ્ઠ ભ્રાત જીતાઇ જિમ્મ;
સજી આયુધ રથિ બિસુ તહ્મ્યો, સારથિ થૈ રથ હાંકૂં અહ્મ્યો." ૨૬
અર્જુન કિહિ "માહરુ જ્યેષ્ઠ ભ્રાત, તે ઉપરિ કિમ કરૂં હૂં ઘાત?"
સુણી વચન નારાયણ કિહિ: "અરે અર્જુન! તૂં કાંઇ નવિ લહિ? ૨૭
તિ નવિ દીઠ માહરૂ વદન, સહી કૌરવ પામ્યા પતન?
તો તૂં વિચારી મનશૂ તેહ, હજી તાહરિ મનિ છિ સન્દેહ?" ૨૮
સુણી પાર્થ તવ લાગુ ચરણિ; યુદ્ધ કરિવા આવ્યુ જ્યહાં કરણ,
થયા સારથિ જગજીવન, ધનુષ બાણ લીધાં અર્જુનિ. ૨૯
આવી કર્ણસમીપિ રહ્યા, યુદ્ધ કરિવા સપરાણા થયા,
કર્ણ સુભટ તવ બોલ્યુ ઇમ્મ: "હાવિ, પાર્થ! તૂં જાએશ કિમ્મ?" ૩૦
ઇમ કહી બહુ મૂક્યાં બાણ, અન્તરિક્ષ માગિ છાયુ ભાણ,
તે છેદ્યાં અર્જુનિ આવતાં, બીજાં મૂક્યાં મનભાવતાં ૩૧
પછિ એક બાણ મૂક્યૂં પારથિ, અઉઠ કરમ પાછુ કરયુ રથ,
તવ કોપ્યા ભડ કર્ણ સુજાણ, અર્જુન ઉપરિ મેહલ્યા બાણ ૩૨
જેણિ અઉઠ કરમ રથ પાછુ કરયુ, સહી જીતિ આપણનિ ખરુ."
સુણી કર્ણ તવ થયુ મનભઙ્ગ, અર્જુનનિ મનિ અતિશિ રઙ્ગ. ૩૪
શ્રીહરિ કિહિ "અર્જુન! તૂં ધન્ય, તિ સન્તોષ્યૂ માહરૂ મન."
સુણી વચન અર્જુન કિહિ વાણિ "હૂં આગલિ કર્ણ શૂ પ્રમાણ?" ૩૫
અર્જુન બોલ્યુ આણી અભિમાન "મુઝ પ્રાક્રમ અદ્ભૂં, ભગવાન!"
લેઇ તીવ્ર બાણ કર્ણ ઉપરિ ધસિ, અઉઠ કરમ રથ પાછુ ખસિ. ૩૬

યે વારિ શસ્ત્ર મૂકિ કરણ, બિ ધનુષ રથ પાછુ ઠેલ્યુ ધરણિ;
અતિ અભિમાની બહુ અર્જુન, તે નારાયણનિ નવિ ગમ્યૂં મનિ. ૩૭
ભુવન ત્રણિનુ ચેહ વિસ્તાર, રથ ઊપરિ લેઇ બિઠા ભાર;
અર્જુન મનિ નહીં જાણિ તેહ, ભવન ચૌદ રથ ઊપરિ ચેહ. ૩૮
ઋષિ કિહિ: સાંભલિ તૂં, રાજન ! હરિ અર્જુનનૂં ઊતારિ માન.
વિપ્ર ભાઉ કિહિ: કાંઇ નવિ લહૂં; સાધુ-સઙ્ગતિથી મહિમા કહૂં. ૩૯
૧૩૩૬

---

## કડવૂં 33 મૂં—રાગ રામગ્રી

ઋષિ ઇમ બોલ્યા: સુણિ, રાજન જી !
અર્જુન આણિ ગર્વ અતિ મનિ જી. ૧
ઢાલ-અર્જુન અતિ ગર્વ આણ્યુ; ચઢી ગોવિન્દનિ રીસ;
ભાર પૃથ્વી તણુ પાછુ, કરયુ શ્રીજગદીશિ. ૨
અર્જુન ઊપરિ બાણ મૂક્યૂં, ખેદ આણી કર્ણ;
આકાશમારગિ ઉડાડિઉ, યોજન એક પ્રમાણ. ૩
પારથ વલતૂં ઇમ કિહિ: “ રાખીઇ, શ્રીમોરારિ !
કર્ણ-પ્રાક્રમ અતિ ઘણૂં, સિહિવાઇ નવિ મિ પ્રહાર.” ૪
એહવાં વાઇક સાંભલી, શ્રીકૃષ્ણ બોલ્યા વાણિ:
“અરે અર્જુન ! આપણિ રથિ, ભાર પૃથ્વી જાણિ. ૫
તુહી રથ આકાશિ ઊડ્યુ. અતિ કર્ણ-પ્રાક્રમ પ્રૌઢ;
શૂં ગર્વ આણિ અતિ ઘણુ ? તુઝ મતિ કાં થૈ મૂઢ ?” ૬
અર્જુન એહવૂં સાંભલી, શ્રીહરિનિ લાગુ ચરણિ,
ભાર મૂકી ભુવન ચૌદનુ, આણિઉ રથ ધરણિ ૭
પછિ શ્રીકૃષ્ણજીઇ રથ ખેડ્યુ, કરણ કેરિ પાસિ;
બહુ બાણ મૂકી પારથિ, દલ કરયૂં કૌરવ નાશ.
એક બાણિ અનેક બાણ છૂટિ, ચાલિ જોડાજોડિ;
આગલિ જાતાં લક્ષ થૈ, દસ લક્ષ વાજિ ક્રોડ.
ઇમ બાણ મૂક્યાં પારથિ, તવ કર્ણ લાગી રીસ;
વિકટ ગતિ અતિ તીવ્ર પ્રૌઢાં, બાણ મૂક્યાં વીસ.

પારથ ઊપરિ પ્રેરિઆં; વાણિ બોલિઆ ભગવાનઃ
"કર્ણ મારી રાજિ આપૂં; થાઉ શીઘ્રિ સાવધાન." ૨૬
સુણી વાણી રીસ આણી, બાણ મારયાં ત્રણિ;
વાયુ-વેગિ આવિઆં, ભેદ્યાં શરીરિ કરણ. ૨૭
પ્રહાર પડિઆ અતિ ઘણા; તવ બોલિઆ રવિતનઃ
"શલ્ય! વાઇક તહ્મ્યો સુણ, રથ હાંકુ જ્યહાં અર્જુન." ૨૮
શલ્ય કિહિઃ "સુણિ, કર્ણ! સાચૂં, અધિઆરૂં ભરવી જાય;
રથનિ તે દોષ ન કશુ; તુઝ ચાલતા નથી હાથ." ૨૯
ઇમ કહી રથ ખરુ કીધુ; કોપ ચડિઉ કરણઃ
બાણ સાંધી ધરયુ ભડ તવ, ભાર નાખ્યુ ધરણિ. ૩૦
પદ શબ્દ પડ્યા થકી, ધરતીઇ દીધુ વિહિરઃ
રથચક્ર ખૂતાં પૃથ્વી મધિ, જિમ આવતુ હરિ મેરુ. ૩૧
ઇમ કર્ણ-રથ અવની ગલ્યુ, અર્ધ દેહ પૃથ્વી મુઝારિ;
શસ્ત્રવિદ્યા સૂઝિ નહીં; બલહીણ થયુ તેણી વાર. ૩૨
પછિ કૃષ્ણ ઇણી પિરિ બોલિઆઃ "શું જોઉ છુ, પારથ?
હણિ તૂં વેગિ કર્ણનિ; બલહીણુ ખૂતુ રથ." ૩૩
ઇન્દ્રસુત અતિ ક્રોધ આણી, કરિ બાણ કેરી વૃષ્ટિ;
રોમ રોમ શરીરિ ભેદિઆં; કર્ણ દેખીઇ નહીં દૃષ્ટિ. ૩૪
મન્ત્ર ભણી આયુધ શસ્ત્ર મૂક્યાં, વિસ્મિ થયુ રણિ કર્ણ;
બહુ બાણ મૂક્યાં અર્જુનિ, ત્યાહરિ પડ્યુ પૃથ્વી ગર્ણ. ૩૫
પણિ પ્રાણ કંઠિ રહ્યા વલગી, અતિ કષ્ટિ જાણિ;
અર્જુન સાહમૂં જોઇ તાગી, બોલિઉ મુખિ વાણિઃ ૩૬
"અરે અર્જુન! ભ્રાત માદ્રા! દુઃખ છિ મુઝ અપાર;
ઊંચી નીચી ભોમિ ઇહાં છિ, મુઝ શીસ ખાઉ મુઝારિ. ૩૭
બાણ-રૂપી ઉસીસૂં મુઝનિ, આપવૂં નિરવાણ."
અર્જુન વીરિ શીસ ઊંચકી, તવ ત્રણિ મૂક્યાં બાણ. ૩૮

[ઊથલુ]

ઇમ બાણશય્યાઇ કર્ણ પોઢ્યા; રથ સેવક લેઇ પલ્યુ.
કર જોડી વિપ્ર ભાઉ કિહિઃ પછિ વાત સઞ્જે કહી વલ્યુ. ૩૯

૧૪૦૫

## કડવું ૩૪ મું—રાગ એજ

વૈશમ્પાયન કહિઃ સુણિ, રાઇ જી!
રણભોમિ પડિઉ કર્ણ તે કાઇ જી;
બાણ અતિ ભેદ્યાં, કષ્ટ તે થાઇ જી.
બાણશય્યાઇ સૂતા, પ્રાણ ન જાઇ જી. ૧
મનિ વિચારી શ્રીહરિઇ વાત જી;
તવ શીખ માગી પાંચિ ભ્રાતિ જી. ૨

ઢાલ–શીખ અર્જુનશું કરી, હરિઇ વિપ્ર લીધું રૂપ;
વૃદ્ધ કરિ લીધી લાકડી; આવ્યા જ્યહાં કરણ ભૂપ. ૩
બાણશય્યાં પોઢિઉ; સોસરાં નીકલ્યાં બાણ;
વિપ્ર દેખી શીસ નામ્યું; ઉચ્ચરયુ મુખિ વાણિ. ૪
કર્ણ કહિઃ "સુણિ, વિપ્ર! સાચું, અપાર મુઝનિ દુઃખ;
દર્શન થયું દુઃખ વામિયું; હવિ થયું મુઝનિ સુખ." ૫
સુણી વાણી વિપ્ર બોલ્યાઃ "ધન, ધન, તાગી કરણ!
સઙ્ગ્રામિ બહુ દલ હણ્યું; તુઝ રણ યોગ્ય સહી મરણ. ૬
અરે ધન તું, વિપ્રદાતા! વિપ્ર તણુ વિશ્રામ!
ખ્યાતિ જાણી હું આવિઉ, યાચવા કેરિ કામિ. ૭
પુત્રી પોઢી થઇ માહરી, પરણવાનિ યોગિ;
દ્રવ્યમાહરિ અપેક્ષિત; હું વૃદ્ધ વ્યાપક રોગિ. ૮
તે માટિ તુઝનિ યાચવાનિ, આવિઉ છું આજ;
કાંઇ દ્રવ્ય દક્ષિણા આપીઇ, જિમ સરિ પુત્રી-કાજ." ૯
સુણી વાણી કર્ણ કહિઃ ' કાંઇ નથી, સાંભલિ આંહિ;
રત્નજડિત સોવણ મણિ, છિ માહરા મુખ માંહિ. ૧૦
તે માટિ તમ કાર્ય થાશિ, એક પાહણ લ્યાઉં, દેવ!
દાંત પાડી, હેમ કાઢી, આપીઇં તત્ખેવ." ૧૧
વિપ્ર કહિઃ "હું નવિ કરું, પ્રતિગ્રહ એવા કામ;
આગન્યા હુઇ તુ જાઉં આંહિથી, મુઝ આપશિ ભગવાન." ૧૨
કર્ણ કહિઃ "મુનિ! ક્ષણ રહુ, હું આપું ધન અત્યમેવ."
તવ ફાલ મારી પાહણ ગ્રહી, દન્ત પાડિઆ તત્ખેવ. ૧૩

રામેં કીધુ રાવ મારતા, તેણિ સોસગેં પડિઆ ઘાઇ,
દક્ષિક પ્રાણજ રહ્યા વવગી, બોલવા શુદ્ધિ નવિ કાઇ ૧૪
કર લાબુ કર્ણિ કરયુ 'લીજિ, દાન, વિપ્ર મહારાજ!'
ત્યાહરિ કિહિ બ્રાહ્મણ "નહી લહૂ, એ ઉચ્છિષ્ટ મારિ આજ ૧૫
પખાલીનિ આપીઇ તુ, લીજિઇ એ દાન,"
"જન લ્યાવુ તુ પખાલૂ, હૂ લહૂ સગ્વ ગેનાન" ૧૬
વિપ્ર કિહિ 'જન લ્યાવિઇ તુ, થાઇ સેવા-દાન,
આપવાનુ ધર્મ નહી, તેણિ, રીઝિ નહી ભગવાન" ૧૭
પછિ કર્ણિ હાથ માહિ ઝાલિઉ નિજ બાણ
તાણી માગ્યૂ પૃથ્વી વિધિ, નીકલ્યા ગઙ્ગા જાણિ ૧૮
પછિ પખાલી સોવણ શુદ્ધ કીધૂ આપવા મ ડ્યૂ દાન,
તવ પ્રગટ રૂપ કર્યુ પોતિ ચતુર્ભુજ ભગવાનિ ૧
શઙ્ખ ચક્ર ગદા પદ્મ સોહિ કણ્ઠિ કૌસ્તુભમણિ-માન
"માગિ, માગિ, કર્ણ! આવૂ," ઇમ બોલ્યા દીનદયાલ, ૨૦
"અરે વન, ધન, તૂ હેમદાતા! ઢરૂ હૂ સમતોન
માગિ વર ઇચ્છા ામિ, તાહરુ મહી થાપૂ બોલ" ૨૧
પરબ્રહ્મ જાણી બોલીઉ "વર આપીઇ," કિહિ કર્ણ,
"સ્વામી! દહન મુઝનિ દીજિઇ, જ્યા કૂઆરી હુઇ ધરણિ ! ૨૨
ધન્ય જીવનૂ માહરૂ યે, સુણિ મિલ્યા જગજીવન,
સનાથ દેહ તે થયુ માહરુ યે, કૂઆરી ભોમિ દહન" ૨૩
સુણી વાણી કૃષ્ણ કિહિ "અડ્ક્યો દહન દિ! જાણિ,
સકલ પૃથ્વી મધિ સોધી જ્યહા કૂઆરી નિરવાણ ' ૨૪
એહવી વાચા આપી કૃષ્ણજી૦, તવ પ્રણ તિજિઆ કરણિ,
પછિ તેહનિ ખાધ ધાલી ચાલ્યા, હરિ જોતા હીડિ ધરણિ ૨૫
ભોમિ કહી લાધિ નહી, આવિઆ સાગરતીરિ,
સમુદ્ર ઊપરિ બાણ લેઇનિ, સાધિઉ યદુવીરિ ૨૬
તવ ભિ પામ્યુ સાગર બાપડુ, તે આવિઉ શ્રીહરિ પાસિ,
ચરણિ લાગી વીનતી કરિ "સ્વામી! કાઈ કાર્ય કિજિ દાસ" ૨૭
ત્યાહરિ સમુદ્રનિ શ્રીહરિ કિહિ "દહન-અધિ આપુ ઠામ,
કૂઆગી મહી કર્ણ અર્થિ દહન દેવા ામિ" ૨૮

"સ્વામી! વચન તમારૂં સતિ કરિવા, કહુ હું પાછું લહું ચરણ;
કુંઆરી મહી નથી; અહીં દહન કીધા, કોઈ જાણ." ૨૯
વચન માન્યૂં તેહ તણું, ચાલ્યા અશરણશરણ;
બોલિ સોધિ દહન-અર્થિં, ખાંધિ લીધુ તિ કરણ. ૩૦
સોધતા સોધતા આવિઆ, તેહ તુ હેમપર્વત પીંહિ,
તિહાં પત્ર-પ્રમાણિ સોધતાં, કુંઆરી મહી દીઠ. ૩૧
તિહાં હાથ ઉપરિ કર્ણ રાખી, દહન કરયૂં ભગવાનિ;
પત્ર-પ્રમાણુનિ આચરિ કર્ણ, ઉદ્ધરયુ, રાઇ! જાણિ. ૩૨

### ઊથલુ

ઉદ્ધરયુ સહી કર્ણ તાગી; સેવકનિ કીધી ચયા;
કર જોડી વિપ્ર ભાઉ કિહિઃ હાવિ શીઘ્રિ, સ્વામી! કરુ દયા. ૩૩
૧૪૩૮

---

### કડવું ૩૫ મૂં—રાગ એજ

વલિ ઇમ બોલ્યા ઋષિરાઇજી, કર્ણદહન કરી વેરિ જાઇજી;
તત્ક્ષણ આવ્યા પાણ્ડવ પાસિ જી, હરખિ મિલિઆ શ્રીઅવિનાશજી. ૧
ઢાલ—અવિનાશ આવ્યા પાણ્ડવદલ માંહિ, સવિ કર્ણની કહી વાત;
ભક્ત માટિ ઉદ્ધારિઉ, ત્રૈલોકિ ચાલી ખ્યાતિ. ૨
એહવી સુણી વાણી ઋષિ તણી, રાઇ જનમેજ કિહિ વાણિ;
સ્વામી! એક સન્દે ઉપનુ, ભાંજઇ તહ્નો નિરવાણ. ૩
કર્ણ ભડ મહાપ્રાક્રમી છે, બાણાવલિ નિખ્યાત,
તેહનાં શસ્ત્ર મિથ્યાં કિમ હવાં? સુણિ એહ વિરમ-વાત. ૪
બાણ અર્જુન તણું કર્ણિં, છેદિઉ નહીં એક;
તેહની મન્ત્રવિદ્યા શસ્ત્રની, કિહાં ગે? કહુ સુણિ વિશેખ. ૫
એહની વાણી સાંભલીનિ, બોલિઆ ઋષિરાઇ;
હું કથા કહું છું એહ તણી, જિમ સન્ધે તાહરુ જાઇઃ ૬
એકવારનિ સમિ કર્ણ વીરિ, વિમાસ્યૂં મન માંહિઃ
"શસ્ત્રવિદ્યા ભણું પ્રૌઢી, જિમ પૃથ્વી પ્રાજે થાય. ૭

કો ગુરુ કરૂ મહાપ્રાક્રમી, ફરશરામ નામિ જેહ,
જેણિ એકવીસ વાર કરી, પૃથ્વી નક્ષત્રી તેહ " ૮
વિચાર એહવુ કરીનિ તેણિ, વિપ્ર ધરિઉ વેષ;
વિદ્યા-અર્થિં આવિઉ ત્યહાં, ફરશરામ નરેશ ૯
આવિનિ જૈ ઊભુ રહ્યુ, ત્યાહરિ બોલ્યા ફરશરામઃ
"કહિ, રે વિપ્ર! તૂં છિ કિહાંનુ? તૂં આવ્યૂં છિ સિ કામિ?" ૧૦
એહવી સુણી વાણી ફરશરામની, ભડ કર્ણ બોલ્યુ વાણિઃ
"સ્વામી! શસ્ત્રવિદ્યા તણિ અર્થિં, આવિઉ નિરવાણ." ૧૧
વચન એહવૂં સાંભલી, ફરશરામિ રાખ્યુ પાસિ;
શસ્ત્રવિદ્યા તણુ બહુ, અહનિંશ કરિ અભ્યાસ ૧૨
ઇમ કરતાં બહુ દિવસ ગયા, પામિઉ વિદ્યાસાર;
અન્ત્ર પૂર્ણ જાણ્યુ ભેદનુ કોઇ નવિ જાણિ પાર. ૧૩
ઈમ કરતાં એક વારનિ સમિ, વિદ્યા ભણિ છિ રાઇ,
તવ આલસ આવિઉ ઋષિનિ, નિદ્રાઇ નવિ રહિવાઇ. ૧૪
તવ કર્ણ-ઉત્સંગિ પોઢિઉ, ફરશરામ ઋષિ જેહ,
શાન્તિ રવિસુત રહ્યુ બિહુ, વાયુ નાંખિ તેહ. ૧૫
તેણિ સમિ તિહાં ઇન્દ્ર આવી, વિમાસિ મન માહિઃ
'કર્ણ છલ કરી ભણ્યુ વિદ્યા, કુણિ નવિ જીતાઇ.' ૧૬
સુરરાઇ એહવૂ વિચારી, હુઉ જાતિ ભમરી જાણિ,
તવ કર્ણના ઉત્સંગ હેઠલિ, જૈ રહ્યુ નિરવાણ ૧૭
શસ્ત્રવિદ્યા નાશ કરવા, જાધિ કરી ઇન્દ્રિ,
રુધિર કાઢ્યૂ તિહાં થકી, ફરશરામનિ છિ નિન્દ્ર. ૧૮
જાંગિ નરડિ દુઃખ ઘણૂ, ત્યાહરિ વિમાસિ મનિ ઇમઃ
"નિદ્રા આવી ઋષિરાઇનિ, પગ પાછુ કરૂ કિમ? ૧૯
કર્ણ કહિ "સ્વામી રખિ જાગિ, હુવા છિ નિદ્રાવન્ત."
ઈન્દ્ર દુઃખ દિ અતિ ઘણૂ; તિહાં રુધિર વહિ છિ અનન્ત ૨૦
ચાલ્યૂ રુધિર જવ કર્ણ તણૂં, ફરશરામનિ હુઅણ લાગૂં અંગિ,
શાહિ જાગા ઊઠી બિહા, તવ નાહુઠુ ઇન્દ્ર અસંગ. ૨૧
ઋષિ કહિ "શાસિ! તાહરિ, નીસરયૂં રુધિર કિમ દેહ?
કુણિ તુઝ ઊપરિ ઘાત કીધો? કહિને મુઝનિ તેહ" ૨૨

શિષ્ય કહિ "સ્વામી ! સાંભલુ, આવ્યુ જન્તુ એક;
તે જંઘાતલિ જૈ બિહુ, કરડવાનિ વિશેખ ૨૩
મિ લવ્યૂં 'કિમ જગાડ ? નિદ્રાઇ પોઢ્યા સ્વામિ,'
દુખદાં તરછોડી વછોડુ, તવ ગયુ નાશી ઠામિ " ૨૪

સુણી વાણી ફરસરામિ, જોયૂ સાહમૂ કર્ણ
"અરે મૂઢ ! બ્રાહ્મણ તૂં નહિ, તૂ સહી ક્ષત્રી-તણું. ૨૫
અરે રુધિર નીકલતાં લગિ, ધારણ નવિ રહિ વિપ્રનિ ઘરિ,
તુઝ મુખ છુ ક્ષત્રી તણુ, નહી છુ બ્રાહ્મણ વરણ: ૨૬
જન્તુઇ છિદ્ર પાડ્યૂં પ્રૌઢૂ, દુખ કષ્ટ અતિ તુઝ,
તે વિરચ રાખ્યૂં અતિ ઘણૂ, તિ જગાડ્યુ નહી મુઝ ૨૭
વરણ તૂં ક્ષત્રી વિનાં, બીજુ નહી નિરધાર;
તે માટિ મુઝનિ કહિ સાચૂ, નહીતુ શાપ દિઉં આ ઠાકુરિ " ૨૮
તવ દીન થૈ કર્ણ ઉચ્ચરયુ "સ્વામી ! સહી ક્ષત્રી ભૂપ,
વિદ્યા-અર્થિં આવિઉ છું, ધરી બ્રાહ્મણ રૂપ " ૨૯
એહવી સુણી વાણી રામ કહિ "તુઝનિ નહીં વિદ્યા હુઇ સિદ્ધ,
મન્ત્રવિદ્યા નહી ફલિ તુઝનિ, રણ વિષિ," શાપજ દીધુ ૩૦
"તિ સેવા કીધી અતિ ઘણી, માટિ જીવતુ મેહલૂ આજ "
એહવુ શાપ પૂર્વિં હતુ જિ, સુણિ, જન્મેજય મહારાજ ! ૩૧
તે માટિ કર્ણ-વિદ્યા વિષિ, બુદ્ધિ ભ્રષ્ટ થૈ જાણિ,
શાપ તણા કારણ થકી, નવિ ચાલિ આયુધ બાણ ૩૨
તે માટિ કર્ણ રણ માહિ પડ્યુ, હુઉ અતિ હાહાકાર,
દુર્યોધન એહવૂં સાંભલી, મૂર્છા પામ્યુ તે વાર. ૩૩
સુભટ સહૂ ટોલિ મિલ્યા, ગઇ રેગિ પાસિ;
શલ્ય કહિ "કાલિ કરૂ પ્રાણિ, પાણ્ડવ સહિત અવિનાશ " ૩૪

આશ્વાસના કીધી દુર્યોધનની, ઉઠાડ્યુ ગ્રહી હથ,
ધારણ દીધી અતિ ઘણી, મિલી સરવિ સાથ ૩૫
દુર્યોધન કહિ "હાવિ આશ કહુની ? મહારથી ગયા ત્રણિ;
મુઝ આધાર હૂતુ તેહનુ, ભીષ્મ, દ્રોણ નિ વલી કરણ ૩૬
હાવિ જીવી હૂં શૂ કરૂ ? વલી કહુનિ જાઉ શરણિ ?
સુભટો ! સવિ કો સાંભલુ, હાવિ તે આવ્યૂ મરણ " ૩૭

અશ્વત્થામા કહિ રાયનિઃ "તહ્મ્યો ધીરજ રાખુ આપિ;
પાણ્ડવનિ પ્રાન્તિ કરૂં, જેણિ મારિઉ મુઝ બાપ. ૩૮
હાવિ સંગ્રામ કરવુ આપણિ, મન કઠણ કીજઇ, રાઇ !
ધિરજ આપુ સરવ દલનિ; થનાર હુઇ તે થાય." ૩૯
દુર્યોધન કહિઃ "શૂં કરૂ ? હાવિ રાજિ કેરી આશ !
સ્વજન સવિ કો નાશ પામ્યૂં, હાવિ થયુ નિરાશ." ૪૦
દુર્યોધન કહિ શલ્યનિઃ "એક તાહ્મરૂ છિ આધાર;
પાણ્ડવ સાથિ યુદ્ધ કરિવા, કરુ કાંઇ વિચાર." ૪૧
શલ્ય કહિઃ "અર્જુન પ્રાક્રમી, વલી સાથિ સુન્દરશ્યામ;
તેહ સાથિ યુદ્ધ કરવૂં, નવ ધાલિ કો હામ." ૪૨
સુભટ સવિ મિલી કહિ શલ્યનિ, વિચારીનિ બુદ્ધિઃ
"એક દિવસ રહ્યુ છિ હાવિ, તહ્મ્યો કીજઇ યુદ્ધ." ૪૩
શલ્ય કહિઃ "નહીં મુઝ આશરૂ; કર અર્ધ દિવસ નિરવાણ;
અરધ દિવસ રાઇ દુર્યોધન, કરિ તે પરમાણ." ૪૪
સેનાપતિ તે શલ્ય કીધુ, વરત્યુ જેજેકાર;
સરપાવ આપ્યા શોભિતા, સેનાપતિ અધિકારિ ૪૫
હાવિ યુદ્ધ કરશિ શલ્ય રાજા, સુણિ, જન્મેજે રાઇ !
સંજે કહિ ધૃતરાષ્ટરનિ, પાણ્ડવ તણુ મહિમાઇ. ૪૬
શ્રોતાનક્તા ! સાંભલુ, પુહુચિ મનની આશ;
ભારથ-પદ સાંભલતાં શ્રવણિ, હોઇ વૈકુણ્ઠવાસ. ૪૭
એહવી અમૃત વાણી હૃદિ જાણી, હરખિઆ મહારાજ;
પછિ યુદ્ધ કુણ સુભટિ કીધૂં ? કિમ્મ પામ્યા રાજિ ? ૪૮

## ઊથલુ

કિમ રાજિ પામ્યા સુભટ ? કિમ હણ્યા કૌરવ-દલ-અરિ ?
કર જોરી વિપ્ર ભાઉ કહિ તહ્મ્યો સદા સેવુ શ્રીહરિ ૪૯
૧૪૮૭

ઇતિ શ્રીમન્મહાભારતે ભાઉકવિ-વિરચિત કર્ણપર્વ સમ્પૂર્ણ

પુષ્પિકાઃ--ઇતિશ્રી દ્રોણપ્રવ કરણપ્રવ સંપુરણ સમાપ્તે ॥ સંવત ૧૮૬૯ના વરષે ભાદરવા વદ ૮ દને વાર સુકરે ॥ શ્રીરામજી ॥

# કર્ણપર્વ

(૮)

સ્કમ્ભતીર્થનિવાસી

શ્રીવિષ્ણુદાસ-વિરચિત

શ્રીકૃષ્ણ:।

સ્કમ્ભતીર્થવાસી મકરકુલોત્પન્ન દ્વિજકવિ વિષ્ણુદાસ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૮. કર્ણપર્વ



## ૧. કર્ણપર્વ—

### કડવું ૧ લું—રાગ અશાઉરી

શ્રીશૈલસુતાત્મજનિ સ્તવૂં યે ગ્યરુઉ શ્રીગણરાઇ રે,
પાઇ રે લાગૂં નેહ ધરી રે. ૧
સુખદાતા સુરનાયક! હૂં સ્તવન કરૂં શિર નામી રે;
સ્વામી! વિઘ્ન હરુ વેગિ કરી રે. ૨

ઢાલ-સ્વામી! વિઘ્ન હરુ વેગિ કરી, આપુ નિજ ઉપદેશ;
તુઝ કીર્તન શુભમતિ પામવા, તૂંહિ સમરૂં, અમરેશ! ૩
હંસવાહની હરખિ સેવૂં, પ્રણમી લાગૂં પાઇ;
મૂહિ દીન જાણી દયા આણી, કૃપા કરજ્યો, માઇ! ૪
શ્રોતાજન! મન સ્થિર કરીનિ, સાંભલજ્યો સવિ કોઇ.
કહૂં કથા કર્ણપર્વ તણી, યે અખિલ પાવન હોઇ. ૫
નરનારી યે કો સાંભલિ, આણી મનિ ઉલ્લાસ,
સર્ગવાસિ તે નવિ અવતરી, કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૬

વૈશમ્પાયન ઉચ્ચરિઃ સુણિ, જન્મેજે રાઇ!
દ્રોણનૂં પ્રાક્રમ અતિ ઘણું,[1] તે કહિતાં પાર ન થાઇ. ૭
અરે, નિજ પ્રાક્રમ પાણ્ડવ તણૂં તેણિ હણ્યૂં સૈન્ય અનન્ત;
પઞ્ચ દિવસ યુદ્ધ કરીનિ, પછિ પડ્યા દ્રોણ મહન્ત. ૮

દુર્યોધન–આદિ દેઇનિ, બહુ સુભટ બલિઆ યેહ,
આચાર્યસુત કહિ શીઘ્ર થૈયનિ, આવના દોઆ તેહ. ૯
દ્રોણનૂં દુઃખ મન માહિ ધરી,[2] આપ પછાડિ રણધીર;
આશ્વાસના દેઇ અતિ ઘણી, પછિ સન્તોષ્યા સહૂ વીર. ૧૦

[3]અશ્વત્થામાનિ પ્રતિબોધ કરીનિ, પછિ સઞ્ચરયા સવિ તેહ;
પછિ સેનાપતિ તે કર્ણ કીધા, મહા સુભટ બલિઉ યેહ. ૧૧
કર્ણ સુભટ મહાપ્રાક્રમી, અનિ શકુનિ દુઃશાસન,
[4]મન્દિર વિષિ બિઠા જઈ, જ્યાં હૂતુ દુર્યોધન. ૧૨

વિમાસણ કરતા [5]હવા, દુઃખ ધરિ મન–સઙ્ઘાતિ;
ઉદ્વેગસહિત નિશા ગઈ, ઉદિ થયુ ત્યહાં પરભાત. ૧૩
કર્મકાલ સુભટિ સાંચર્યુ, કુલધર્મ યે કહિવાઇ;
પછિ યુદ્ધ કરિવા [6]રણ વ્યપિ, સવિ કો તતપર થાઇ. ૧૪

પછિ કર્ણ સેનાપતિ કીધુ, દેવરાવ્યુ અભિષેક;
આનન્દભેરિ આપતુ હવો, વિપ્રનિ દાન અનેક. ૧૫
[7]પાણ્ડવ સહૂઇ સજ થયા, કરવા ધર્મ–વિરોધ;
પછિ યુદ્ધ કરવા શીઘ્ર થૈયનિ, સઞ્ચરયા સહૂ યોધ. ૧૬

---

૧. સુભટે સહુ નવિ જાઈ. બ. ૨. રોયો પછે રણ°. બ.
૩. અશ્વત્થામા તણાં વાયક સાંભલી અવશમેવ,
આપાપણાં સ્થાન વિષિ સહુ સાંચર્યા તતખેવ. બ.

૪. આવ્યા નિંદે. બ. ૫. અતિ ઘણી, યુધ કરી જય સિદ્ધાંત. બ.
૬. કારણિ, સાંપ્રદ થાય. બ. ૭. પાંડવે કર્મ તે કરયાં, જમ નોહે ધર્મ-
વિરોધ. બ.

મહાયુદ્ધ માંડ્યૂં રણ વિધિ, કરી કૃષ્ણ કેરૂં સ્મરણ;
ધૃતરાષ્ટ્રના સુત દેખતાં અર્જુન, [૮]મારશિ કરણ. ૧૭
પછિ જન્મેજે કિહિઃ રણિ પડ્યો, યે કરણ રાઇ સુજાણ,
તે સાંભલીનિ ધૃતરાષ્ટર, [૯]આક્રન્દ કરતા નિજ પ્રાણિ? ૧૮

વૈશમ્પાયન બોલિઆ; સુણિ, જન્મેજે રાઇ!
તિ પ્રશ્ન મુઝનિ પૂછિઉ, તેહ્નુ કહૂં મહિમાઇ. ૧૯
ભીષ્મ દ્રોણ પડ્યા પછી, સહૂ કરયૂં દલ સર્દાર;
પછિ કૌરવ કેરા સેન માહિ, થૈ રહ્યુ હાહાકાર. ૨૦

તેણિ સમિ કર્ણરાઇ બોલ્યોઃ "સાચૂં કહૂં હૂં એહ;
તૂહ્નિ વિદુરિ વચન કહ્યાં ઘણાં, તહ્મ્યો કહ્યં ન માન્યૂં તેહ. ૨૧
મહારથી યે કોઇ પડિઆ, સઙ્ગ્રામનિ ઉપદેશિ,
તેહ્નિ સમ્ભારી દુઃખ મન વ્યપિ, તૂં રાઇ! મ ધરેશ લેશ." ૨૨

ધૃતરાષ્ટર કિહિઃ દ્રોણનિ વલી, બીજુ ભીષ્મ કિહિવાઇ;
તે સુભટનાં દુઃખ મન વ્યપિ, સઞ્જે! કહ્યાં નવિ જાઇ. ૨૩

દ્રોણનિ પડતાં રણ વ્યપિ, થૈ રહ્યુ મહા ઉત્પાત;
પછિ માહ્રા પુત્ર શૂં કરતા હવા? મૂહ્નિ કહ્યુ વિસ્તારી વાત. ૨૪

એહ્વાં વાયક સાંભલી, સઞ્જે વદિ મુખથી વાણિઃ
કૌરવ દલ અવટાઇણીં, તે તાહ્રાનૂં કૃત જાણિ. ૨૫

દ્રોણનિ પડતાં રણ વ્યપિ, શોકાતુર બહુ વિધિ હોઇ;
અવિલોકતાં અરિષ્ટ તે, દેખતાં હવા સવિ કોઇ. ૨૬

આયુધ પડિ નિય પાણિથી, દીસિ સહૂ કો દીન;
પ્રાક્રમ સરવે નાશ પામ્યૂં; બિહા છિ થૈ મતિહીન. ૨૭

ત્યાહ્રિ દુર્યોધન કિહિઃ "સાંભલુ, સુભટો! કહૂં મુખિ યેહ,
તહ્મ્યો માટિ મિ પાણ્ડવ સાથિ, સઙ્ગ્રામ માંડ્યો એહ. ૨૮

---

૮. મારશે. ખ. ૯. ક્રન્દન કરતો હવો ખ.

કાયરપણું મનિ આણવૂં, ચરનિ ન ઘટતૂં હોઇ;
[10]તે માટિ સઙ્ગ્રામ કરિવા, સાંભલુ સરવે કોઇ. ૨૯
આ કર્ણ સાહ્મૂં જોઇનિ, મન માહિ ગ્રહી મતિ ધીર;
એહ આગલિ રણ માહિ, રહી નવિ સકિ અર્જુન વીર. ૩૦
[11]યુદ્ધ કરતા ભીમસેનનિ, મારિ હેલા માત્રિ મુરારિ;
યેણિ ગટોત્કચનિ યુદ્ધથી, હેલાં પમાડ્યો હારિ." . ૩૧
એહ્વૂં કહીનિ કરણનિ, સેનાપતિ કીધો રણ માંહિ;
પછિ યુદ્ધ કરિવા રણ વ્યપિ, આવી રહ્યા ઊભા ત્યાંહિ. ૩૨

બાણ મૂકતુ યેહ્‌વુ પાવક, રીસિ કરી બલવન્ત;
તેણિ સમિ પાણ્ડવ તણું પછિ, હણ્યૂં સેન અનન્ત. ૩૩
અર્જુનિ ક્રોધ રદે ધરી, ધનુષિ ચ્યઢાવ્યૂં બાણ;
પછિ કર્ણનિ મારયૂં રણ વ્યપિ, તે પડ્યુ થૈ ગતપ્રાણ. ૩૪

ઊથલુ

પડ્યો થઈ ગતપ્રાણ રે, એહ્‌વુ સુભટ કો બીજુ નહીં;
વિષ્ણુદાસ કહિઃ એહ્‌વૂં સાંભલી, ધૃતરાષ્ટર ધરણિ ઢલ્યુ સહી. ૩૫

---

કડવૂં ૨ જૂં—રાગ ગોડી

વૈશમ્પાયન કહિઃ સુણિ, રાઇ! મહીપતિનિ મનિ શોક ન માઇ;
અર્ઝે તણી તે ચેતન ગઇ, પડ્યો રાઇ મૂર્છાગત થઈ. ૧
સુભટ માત્ર તિહાં વિસ્મિ હોઇ; રાણી રુદન કરિ સહૂ કોઇ;
સઞ્જે વિદુર મિલ્યા ચ્યાશ્વમેવ, બિહુ કરયુ ત્યાહાં રાઇનિ તત્ખેવ. ૨
ત્યાહ્‌રિ વિખાણ કરયૂં અતિ ઘણૂં, ધન્ય પ્રાક્રમ બલ પાણ્ડવ તણૂં;
મારયુ સુભટ કરણ મહાપાત્ર, તુ દુર્યોધન તે કેહી માત્ર? ૩

---

૧૦. "જય તથા પ્રાજય ઈશ્વરી ઇચ્છા તણે વશ હોય." બ.
૧૧. ભડવા થકો ભીમસેન ભાગો. બ.

કવણ પડ્યા રણિ યુદ્ધ કરી? સઞ્જે! કિહિ મુઝનિ વિસ્તરી;
તેણિ સમિ જોડી બિહૂ પાણિ, વલતા સઞ્જે બોલ્યા વાણિ: ૪
મહાક્રોધ મન માંહિ ધર્યુ; શકુનિ તણો વધ સિહિદેવિ કર્યુ.
અદ્ભુત યોધ હણીનિ ત્યાંહિ, ભીષ્મદેવ પડ્યા રણ માંહિ. ૫
મહાકોશલ દેશ ધણીઇ પઞ્ચાલ; શજિ કરિ દ્રુપદ ભૂપાલ;
તેણિ માર્યા યોધ અનન્ત; પછિ પડ્યા ગુરુ દ્રોણ મહન્ત. ૬
ભીષ્મ દ્રોણનિ[1] પડતાં ખેવ, રિષ્ટ મારી પડ્યા ભીષ્મદેવ;
યોધ સહૂના કટકા કરી, પડ્યો કર્ણ મહાદાનેશ્વરી. ૭
[2]એહ રવિસુત પે છિ કરણ, અર્જુનહાથિ પામ્યુ તે મરણ;
સઙ્ગ્રિ રાઇ દ્રુપદ મહાબલી, તેહૂનિ પાપિ નાખ્યા દલી. ૮
રણ માંહિ ધાયુ વૃકોદર વીર, પાડ્યુ ભગદત્ત મહાધીર;
ભૂરિશ્રવા રણ માંહિ સઞ્ચર્યુ, સાત્વિકિ વધ તેહનુ કર્યુ. ૯
યમ ઇન્દ્રિ મનિ રાખ્યુ મહાધીર, માર્યો વૃત્રાસુર મહાવીર,
રામિ હણ્યો રાવણનિ જિમ્મ, કર્ણનિ અર્જુનિ માર્યો તિમ્મ. ૧૦
આંહિ તુ કર્મ દુર્યોધન કરિ, તેહ તુ રાઇ રહિ માંહિ ધરિ;
એહવૂં સુખ તૂં પામ્યુ સહી, હાવિ શોક મનિ ધરિવુ નહીં. ૧૧
એહવાં વાઇક શ્રવણિ સાંભલી, કૌરવપતિ મુખિ બોલ્યુ વલીઃ
મુઝ સુભટિ મનિ આણી ક્રોધ, કવણ હણ્યા પાણ્ડવના યોધ? ૧૨
વલતા સઞ્જે બોલ્યા વાણિઃ અહો ભૂપ! મન નિર્ભે આણિ;
ભીષ્મદેવિ શરાતન ધર્યૂં, કુન્તીભોજ-દલ ચૂર્ણ કર્યૂં, ૧૩
દ્રોણે દ્રુપદ રાજા તણૂં, અકલિત સેન માર્યૂં તે ઘણું;
ખટરથી મોહૂટા પે રાજન, રણ માંહિ વિરથ કર્યુ અભિમન. ૧૪

---

૧. 'ની પડતાં દેહ, રહ્યુ સેન પાંડવનું યેહ, તેહનુ અર્ધ કટકે વધ કરી, બ.

૨. એકવીશ સાતે અતિ નિરણં, ભીમ તણે કરિ પામ્યા મર્ણ.
સિંધુ રાજા જયદ્રથ મહાબલી, તે પાર્થે નાખ્યો દલી. બ.

દુઃશાસન-પુત્ર નિરધાર, તેણિ હણ્યો અભિમન્ન કુમાર;
નીલ રાજા વારૂ ભડ્યુ, દ્રોણપુત્રનિ હાથિ પડ્યુ. ૧૫
જન્મેજિ! એ દુર્મુખનિ હાથિ, રણ માંહિ પડિઉ સઘલુ સાથ;
બાકી રણ માહિ અતિ ઘણૂં, હણ્યૂં સેન યે પાણ્ડવ તણૂં. ૧૬
એહ મિ તુઝનિ કહ્યો ઉપાય, રહ્યા સુભટ તે સાંભલિ, રાઇ!
કૃપાચારય કૃતવર્મા યેહ, દ્રોણપુત્ર સાથે છે તેહ; ૧૭
શલ્ય શકુનિ દુર્યોધન તણા, બલિઆ બન્ધવ છિ અતિ ઘણા;
ચિત્રસેન તે સાધુ ઉદાર, તમ સુત સાથે છે નિરધાર. ૧૮
કૌરવપતિ વલતૂં ઉચ્ચરિ, એહવુ આર્થ એકુ નવિ સરિ;
ગાન્ધ્રા પુત્ર તે પ્રાજિ થશિ; રણ માંહિ જિ પાણ્ડવ પામશિ. ૧૯
કર્ણ પડ્યો આશ્ચિન્ત્ય મુઝ થાઇ; મનિ વિશ્વાસ ન આવિ, રાઇ!
[3]રવિ શશીની કલા યે હોઇ, કર્ણ પ્રાણ તિજિઆ તે સોઇ; ૨૦
સમુદ્ર તણૂં કો શોષિ વારિ, તુહી કર્ણ નવિ પામિ હારિ;
કર્ણ માટિ પાણ્ડવશૂં વિર કરી, મુઝ પુત્રિ શ્રદ્ધા તેહ ધરી. ૨૧
ચન્દ્રની કલા વાધિ છિ જિમ્મ, કર્ણ વૃદ્ધિ પામ્યો છિ તિમ્મ.
દાનકીર્તિ સચરાચરિ રહી, અનેક દેશ યેણિ જીત્યા સહી. ૨૨
મચ્છ દેશનિ વલી ગન્ધાર, માલવ દેશ તણુ નહીં પાર,
શાલ્વ પન્ચાલ નિ વલી વિદેહ, કાશી કોશલ પ્રોષ્ટક યેહ, ૨૩
શૂરસેન ગુર્જ્જર નિ અંગ, નૈષધ દેશ નિ વલી કલિંગ;
એહવા અનેક દેશ છિ બહુ, યુદ્ધ કરી યેણિ જીત્યા સહૂ. ૨૪
સકલ કલા ગુણ યેહ માંહિ હોઇ, તેહનિ કિમ અર્જુન મારિ સોઇ?
પર્વત સકલ મધિ યમ મેર, મહીતલ-માધ યથા કુબેર, ૨૫
ઉચ્ચૈઃશ્રવા હય-મધિ સર્વથા, સુર માંહિ મુખિ શચીપતિ યથા,
આયુધધાર અનેકજ હોઇ, કર્ણ-સમોવડિ બીજુ ન કોઇ. ૨૬
'મારચુ કર્ણ,' સાંભલી ત્યાંહિ, હૂં બૂડૂં સત સાગર માંહિ;
એણિ દુઃખિ જીવૂં છૂં સહી, તુ મુઝ સમોવડિ કહણ કો નહીં. ૨૭

---

૩. "રવિશશિકલા રહિત જો હોયે તો એ કર્ણ ન છતે કોય." બ.

કિ હૂં વિષ ખાઇનિ મરૂં, કિ હૂં અગ્નિ માંહિ સઞ્ચરૂં?
કિ હૂં પર્વત શિખર પર ચઢી, તિજૂં પ્રાણ હૂં ત્યહાંથુ પડી? ૨૮
પણિ જીવવૂં નવિ ઘટિ આજ, કહૂં છૂં તિજી મન કેરી લાજ.
ભૂપવચન સુણી નિય રુદિ, વલતુ સઞ્જે વાણી વદિઃ ૨૯
યશ શોભા લક્ષ્મી છિ ઘણી, યશ વિભૂતિ સવિ પોતા તણી;
આવિ વૈમાન કાયર થાઇ, ઇમ તુઝનિ ઘટિ નહીં, રાઇ! ૩૦
એહવાં વાઇક શ્રવણિ સાંભલી, સઞ્જે પ્રતિ રાઇ બોલ્યા વલીઃ
કર્ણ પડ્યો તે વાત જ[૪] ખરી, સઞ્જે! તે વાત કુહુ વિસ્તરી. ૩૧
દુર્યોધન મનિ ચીતવિ યેહ, દૈવિ વિપરીત કીધૂં એહ;
ભીષ્મ દ્રોણ મારચા છલ કરી; હણ્યુ કર્ણ મહાદાનેશ્વરી. ૩૨
કર્ણ તણો ભય આણી મન્નિ, પાણ્ડવ જૈ વસિ તે વન્નિ;
મહાબલિઉ જાણિ સહૂ કોઇ, બે કુહુનુ નવિ આણિ સોઇ. ૩૩
ગણુના માંહિ કુહુનિ નવિ ગણિ, તે કિમ કર્ણનિ અર્જુન હણિ?
ત્યાહ્‌ર પછિ, સઞ્જે! રણ માંહિ, દુર્યોધન શૂં બોલ્યુ ત્યાંહિ? ૩૪
[૫]દાતા કર્ણ મહા સુભટ સુજાણ, અતિ ઘણૂં શું કરૂં વિખાણ?
સકલ શૂર માંહિ બલિઆ યેહ, શૂં બોલતા હવા મુખિ તેહ? ૩૫
તે કિહિ મુઝનિ વિસ્તારી, વીર! સઙ્ગ્રામ વ્યપિ કુણ રહ્યા રણધીર?
કેહી પિરિ શલ સારથિ થૈ, કર્ણ તણે રથિ બિહુ જૈ? ૩૬
કર્ણ સાથિ યુદ્ધ કરિવા ત્યાંહિ, કિમ પાણ્ડવ આવ્યા રણ માંહિ?
દ્રોણ પડ્યા પૃહિથી યેહ, સઞ્જે! કિહિ વિસ્તારી તેહ. ૩૭
તેહ કથા સાંભલવા તણી, મુઝનિ [૫]ચિન્તા છિ મનિ ઘણી.
તવ વચનિ આવ્યુ વિશ્વાસ, બિહૂ કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૩૮

૭૩

---

૪. દ્રોણપુત્ર મહાસુભટ સુજાણ, કૃતવર્મા કૃતવીર્ય વખાણ
શકુનિ મહાબલિયા જેહ, ખ. ૫. ઈછા. ખ.

## કડવું ૩ જું—રાગ ધન્યાશ્રી

સંજય વાણી ઉચ્ચરિ, સાંભળ્‌, કૌરવ રાય'
તે તિ સુજનિ પૂછિઉં, તેહનું કહું મહિમાય ૧
દ્રોણપુત્ર-આદિ દેઈ, નાસતા હવા સવિ નાઠ
તેણિ સમિ તિહાં અર્જુનિ, તેહ નૈણિ દીઠા સોઠ ૨
ઢાલ-અર્જુનિ દીસ સહી આકરા, થયા મંદ કો એવ
ત્યારિ દુર્યોધન આસવાસના, દેતા હવા તત્ખેવ ૩
ભયાનક અતિ થયા ત્યારિ, વાટક ન ધરિ મન માહિ,
સન્ધ્યાકાળ-સમુ થયો ત્યારિ, ગયા સહુ કો ત્યાંહિ ૪
કૌરવો બિસા મિલી સહુ, તેહ કરિ મનિ વિચાર
"આપણિ શું કરિવૂ ઘટિ, તેહનુ કહો પ્રકાર ૫
મરા તણુ દાતા રણ નિપિ, યશ આપિ છિ જગદીશ ।"
આચારજસુત વનુ વદિ "સાંભલ, પૃથ્વી-ધીશ' ૬
સાવધાન થાઉ તહ્મ્યો સર્વ કોઇ, મનુ પૂરશિ મનિ કામ,
કર્ણનિ સેનાપતિ કરીનિ, આપણિ કીજિઇ સંગ્રામ ૭
મહાબલિઉ તે સમર વરશિ, એ કહી સાચી વત"
એટલૂ સાભળી દુર્યોધન, થયો મનિ રળિઆતિ ૮
સદાન એટલૂ સાભલી, મન માહિ થઈ આસ.
"સતિ વાયક કહ્યું તે સાભળુ આણ્યો મનિ ઉ નામ ૯
[1]ભીષ્મ દ્રોણ અતિ બળિયા, પણિ આપણ-ઊપરિ નહીં નેહ,
પાણ્ડવ ઊપરિ સ્નેહ ધરતા, સંગ્રામ કરતા તેહ ૧૦
તે કપટ કરીનિ પાણ્ડવે, તેહનો આણ્યો અન્ત
કૌરવનિ કો નથી બીજુ, તુઝ સમોવડિ હિતવન્ત ૧૧

---

૧. બે સુભટ મારયા ભીષ્મ ને વલી દ્રોણ ભણીએ જેહ
કોઈ એક પક્ષ પાણ્ડવ તણો, રણ મધ્યે કરતા એહ ખ

હાવિ સેનાપતિ થાઉ તહ્મ્યે, યુદ્ધ કેરુ જે હોઇ;
રણમધિ તુઝનિ દેખતાં, નાહ્સી જશિ સવિ કોઇ." ૧૨
સઞ્જે કિહિઃ તમ પુત્ર મિથ્યા, ચિન્તવિ છિ ત્યાહિં;
[7]એ કર્ણ માટિ જીતવાનિ, ઈછિ નિય મન માંહિ. ૧૩

ત્યાહ્રિ કર્ણ વાઇક ઉચ્ચરિ, રાઇનિ કરી પ્રણામઃ
"પાણ્ડવ સાથિ શ્રીકૃષ્ણજી, માટિ કરિ છિ સઙ્ગ્રામ. ૧૪

હાવિ સઙ્ગ્રામ કરિવુ માહ્રિ; હણૂં યાદવ-યોધ;
અર્જુનનિ પ્રાજે કરૂં;" બોલિઉ આણી ક્રોધ. ૧૫

પછિ દુર્યોધન રલિઆતિ થયુ, દેખતાં યોધ અનેક;
વિધિ-યુક્તિ સાથિ કર્ણનિ, કરાવ્યુ અભિષેક. ૧૬
મહારથી સવિ મન વ્યપિ, પામિઆ હર્ષ અપાર;
જશકીર્તન વદિ બન્દીજન; વરતિઉ જેજેકાર. ૧૭
"પ્રભાતિ આપણિ યુદ્ધનો, આરમ્ભ કરશું, રાઇ!"
ત્યાહ્રિ કર્ણ કિહિઃ "જીવતુ મુઝ-આગલિ કો નહીં જાઇ." ૧૮

એહ્વૂં સાંભલી હર્ષ્યા સુભટ; [8]ટલ્યુ મન કેરુ શોક;
[9]પાછલી રાતિનુ સમુ હવો, કરયુ વાજિત્રનુ નિર્ઘોષ. ૧૯
ગજ અશ્વ રથ તત્પર કરી, પાલા તણો નહીં પાર;
સાવધાન કર્ણ થયુ સહી, યે સુભટ પરમ ઉદાર. ૨૦

ખટ કર્મ કીધાં; કાર્ય સીધાં; આપ્યાં ત્યહાં બહુ દાન;
સઙ્ગ્રામ કરિવા સાંચરિ, આયુધ સજી બલવાન. ૨૧

તે રથ બ્યપિ બેઠો જાઇ; સોહિ પતાકા અંત;
[10]રથ ખેડ્યુ નિર્ભે થઇ, ચાલિઉ કરી સઙ્કેત. ૨૨

---

૭. "જે કર્ણ માટિ હું જય પામીસ, જુધે તાં રણ માંહિ." બ.
૮. સવિ નાસ પામ્યાં દુખ. બ. ૯. "ગજરથ અશ્વ સાંપ્રિદ હુવા, મન
સબલ પામ્યા સુખ." બ. ૧૦. ધ્વજ વિપે જેહને ગર્જાંકુશ, તે કરો
મન......બ.

આભરણ અઙ્ગિ ઓપતાં, તેજ સૂર્ય સરીખૂં હોઇ;
અનેક વિધિ આયુધ ભલાં, ધરતા હવા સવિ કોઇ. ૨૩

શઙ્ખનાદ કરયુ સહી કરણિ, ધરી મનશું ક્રોધ;
દ્રોણનૂં દુઃખ ગયૂં વીસરી, સાવધાન થયા સવિ યોધ. ૨૪
પછિ ચક્રાવુહ ર્ચ્યુ સહી; મન માહિ હર્ષ ન માઇ;
તેણે સમિ અર્જુન પ્રતિ, બોલ્યા યાદવરાઇ: ૨૫
"આ કર્ણસેના જે સહી, મન વ્યપિ રાખો ધીર;
એહનિ મારતાં ઘણૂં દુજનિ, સુખ હોઇ શરીરિ." ૨૬
અર્ધચન્દ્રવુહુ રચ્યુ સહી, અર્જુનિ તે રણ માંહિ;
પછિ યુદ્ધનુ આરમ્ભ માંડિઉ, કૈરવ–પાણ્ડવિ ત્યાંહિ. ૨૭
દુન્દુભિ વાજાં ગાજતાં; હય તણા બહુ હીંસાર;
વાજિત્ર વાજિ અતિ ઘણાં, તેહનુ ન જાણું પાર. ૨૮
તેહનૂં વર્ણન કરતા હવા, સુભટ પરમ ઉદાર;
રણ વિધિ ભારથ રચાયુ, અપરમ યુદ્ધ અપાર. ૨૯
ગજ અશ્વ રથ રણ માહિ પડ્યા; પાલાનુ ન આવિ અન્ત;
બહુ મહારથી યોધા પડિઆ; ઇમ ભાગૂં દલ અનન્ત. ૩૦
પછિ કૈરવ કેરા સેન માહિ, સઞ્ચરયુ અર્જુન વીર;
ગજયૂથ માંહિ જૈ રણુ, વૃકોદર મહાધીર. ૩૧
એક ગજ ઊપરિ આવ્યુ ચઢી, ખેમદત્ત ભણીઇ યેહ;
ભીમસેન ઊપરિ બાણવૃષ્ટિ, મેહ્લતુ હવુ રણિ તેહ. ૩૨
ભીમસેન મેહ્લતુ હવુ, રણ માંહિ કોટ અશ્વમેવ.
તે છેદિ ઊલક આવતાં, ક્ષણ માત્ર માંહિ તત્ખેવ. ૩૩
ખેમદત્ત મહાબલિઉ; ગજયૂથ નાહ્હાં જાઇ;
[૧૧]ભીમ તે થકુ થયો વિહ્વલ; રણ માંહિ રહ્યૂં નવિ જાઇ. ૩૪

૧૧. "ભીમનો હસ્તી હેઠા માંહિ, ખ. તડે તણી પુઠે ધાય." ખ.

ભીમિ ક્રોધ મન માહિ ધરી, એક ગદા મેહ્‌લી ત્યાહિ;
[૧૨]પ્રાણ્ય તિજીનિ તેહ પડ્યા, સવિ રણભોમિ માહિ. ૩૫
[૧૩]પછિ સેના પાણ્ડવની મારવા, રણ વિપિ લાગ્ય સોઇ;
એહ્‌વિ ભીમ નિકુલ તિહાં ગયા, જે મહાબલિઆ હોઇ. ૩૬
પછિ બિન્દુ અનુબિન્દુ બલિઆ, આવ્યા હૂતા યેહ,
સાત્વિકના સઙ્ગ્રામથી, પડિઆ રણ માંહિ તેહ. ૩૭
પછે [૧૪]સુભટ કૃતવર્મા અતિ, ચિત્રસેન બલિઉ યેહ,[૧૫]
તે યુદ્ધ બિહૂ કરતા હવા, રણ નવિ છાંડિ તેહ. ૩૮
શરવૃષ્ટિ બહુ કરતા હવા, મન માહિ ધરી બહુ રીસ;
એક બાણથી છેદ્યૂ પછિ, ચિત્રસેનનૂં શીસ. ૩૯
પ્રતિબોધ રાય ચિત્રસેનનુ, રણિ તેહ્‌નુ આણ્યુ અન્ત;
પછે અશ્વત્થામા વૃકોદર, વલગ્યા બેહૂ બલવન્ત. ૪૦
બહુ બાણ મારચા દ્રોણપુત્રે, કરી [૧૬]વચન–વિવાદ;
શર સહસ્ર ભીમિ મેહ્‌લિઆ, પછિ કીધુ શઙ્ખંનુ નાદ. ૪૧
એક એકના કવચ કાપ્યાં; કરિ બાણની વૃષ્ટિ;
તેણિ દાવાનલ અતિ પ્રજલિ, તેહ્‌વૂં બહુ અરિષ્ટ. ૪૨
પછિ યુદ્ધ કરતાં હવી મૂર્છા, ગતચેતન હવા નિદાન;
રથ વાલી બિહૂના સારથિ, લેઇ ગયા સ્વસ્થાનિ. ૪૩

ઊથલુ

સ્વસ્થાનિ લેઇ ગયા સારથિ, તેહ માંહિ કાંઇ સન્ધે નહીં;
વિષ્ણુદાસ કિહિઃ તે સાભલી, પછિ ધૃતરાષ્ટ્ર બોલ્યુ સહી. ૪૪
૧૧૭

૧૨. "ગતપ્રાણ થઇ પેમધુત પડચો પછી રણ માંહિ" બ.

૧૩. "પછિ કર્ણ સેના પાંડવી મારવા લાગો સોય" બ. ૧૪. સુ સુઁજ સેના મવી. અ. ૧૫. રાય...તે કહ્યા કોણે નવી જાય. બ. ૧૬. મન માંહિ. અ.

વૃ[ષ]સેન સાથે નિકુલ બલીઓ, શકુનશું સિહિદેવ તાં,[12]
દુઃશાસન શું સતાનીક, મમ પુત્ર વઢશે પેવ[13] તાં. ૧૧
[14]શનીપુત્ર કૃતવર્મા સદ્ધાતિ, શિષણ્ડી કૌરવ[15] મલ્યો,
[16]દ્રષ્ટધૃષ્ય વઢશે દ્રોણસુતશું, બલિ નવિ જાએ કલ્યો. ૧૨
દ્રૌપદીના પુત્ર પાંચે કૌરવના સુતશું ભડિ.[17]
એમ સબલ [18]રક્ષા કરો[18] રણમાં; [19]આપણો કો નવિ પડિ. ૧૩
પણ ક્રિપાચારય સાથિ હું તા રવઈ [20]જાઇનિ આયડું."
[21]રણ દિવ્ય દારુણમાં હણું કિ નેટિ નિશ્ચિ હું પડું." ૧૪
એહવું ધર્મ કેરૂં વચન સુણતાં [22]પાર્થ મનમાં ગિહિગયો.
બહુ વીરને આપી આજ્ઞા; દલમૂક્ષ તે આવી રહ્યો. ૧૫
યમ અગ્નિ શોભે હોમતાં [23]સપ્તધા કાયા વિસ્તરી,
ત્યમ પાર્થ રણમાં કૃષ્ણ સાથે તેહવી યુક્તિ પરવરિ[24]. ૧૬
મહેન્દ્ર ઇશને વરણ પૂર્વે રથ-વિધિ જાણિ ચઢ્યા !
બહુ ક્રોધ આંણિ રણ વિષિ દાનવ સદ્ધાતિ જૈ ચઢ્યા. ૧૭
તે રથ વિષે પાર્થ બિઠો દૂરથી દીઠો સહી;
ત્યારિ શલ્ય કિહિ રે કર્ણ પ્રતિ :"[આ]અર્જુન આવ્યો અહીં. ૧૮
એહના શ્વેત ઘોડા સબલ શોભે, ધ્વજાએ કપિવર રહ્યો.
ગાંડીવ(નો) નિર્ઘોષ સુણતાં [25]એ એંધાણિ મિ લહ્યો. ૧૯
ચેહને વારિવારિ પૂછતો તે પાર્થ હેલાં આવીઓ.
એ હોએ અર્જુન સર્વથા, મન વિષે માહારે ભાવીઓ. ૨૦

---

૧૨. આંહે. ૧૩. તાંહે. ૧૪. સુકનીસુત. ૧૫. °સુ ભડચો. ૧૬. આ લીટી નથી. ૧૭. વઢો. ૧૮. રાખ્યા. ૧૯. સંગ્રામ થાસે ઘોર. આ પછી એક લીટી વધુ—"ભીરૂએ ભીરૂ ભરેઃ નર છાંડવો ઠોર." ૨૦. નીસે આવડુ. ૨૧. "રણ માંહાં જુધ દારૂણ કરી, એહેને મારૂ કે હુ પડુ." ૨૨. પારથ રણમાંહે ગઓ. ૨૩. તે સરવ ઠાંમે વીરતરો. ૨૪. પરવરો. ૨૫. સબદ તે ગગંન ગઓ.

આજ [૨૭]તુમુલ શઃષો શબ્દ રણુમાં સાંભલ્યો મિ આંહાં રહી;
અર્જુન-કરથી વાજતી ગાણ્ડીવ-પરતઞ્ચા લહી.[૨૮] ૨૧
આ રેણુ ઊડિ ગગન્યમાં, તેણે [૨૯]અર્કમણ્ડલ આવરયૂં.
ધર પવન વાતિ મિ લહ્યૂં: દલ પાણ્ડુસુતનૂં પરવરયૂં.[૩૦] ૨૨

ઊથલો

દલ પાણ્ડુસુતનૂં પરવરયૂં:[૩૦] ઉતપાત[૩૧] તાં દીસિ ઘણા."
**વિષ્ણુદાસ** કહેઃ તે અતિ ભયાનક; નામ કહૂં હવિ તેહતણાં. ૨૩
૫૮૦

---

## કડવૂં ૧૬ મૂં—રાગ વેલાઉર

સઞ્જે કિહિ: ધૃતરાષ્ટ્ર! સાંભલો તાહરા સૈન્ય તણી યે વાત.
કર્ણ પ્રતિ ત્યારિ શલ્ય કિહિ છિ, દેખી મન્દ[૧] શુકન ઉતપાત: ૧
"અર્જુન આવ્યો રણુ[૨]મધ્ય કૃષ્ણદેવ યેહને છે સહાય:
મન્દ[૧] શુકન હોએ સહી આપણે, તે માટિ એ નહીં ઉપાય. ૨
રેણુ સબલ ઊડિ રણુમધ્યે; [૩]વાય સાહામો વાય.
[૪]ગૃધ્ર કાક ઉલક પોકારે; મૃગ ડાબાં યમણાં જાય. ૩
અન્ધકાર પ્રગટચો માહાદારુણ; સૂર્યબિમ્બ નવિ દીસે આંહિ,
રુધિરવૃષ્ટિ ઉલૂક તારાગણુ પડે તે ત્રૂટી અબ્યની માંહે. ૪
કબન્ધ અનેક ઊડતાં દેખૂં: જાણે મેઘ ચઢ્યો આકાશ!
આંમસિંહ શૃગાલી[૫] સાથિ કરિ શબ્દ આપણિ પાશ. ૫

---

૨૭. આજ મે તો વજ્ર સરખોઃ સબદ સાંભલો સહી. ૨૮. અહી. ૨૯. સુરજ.....…... આવરે. ૩૦. પરવરે. ૩૧. દેખી અતી ઘણ.

કડવૂં ૧૬ મૂં–૧. માંન. ૨. દલ. ૩. વાઊં આંપણ સાં°: ૪. "કુ જાંણુ છુ કરણુ રાજ: પાછુ નહી જવાએ. ૫. વનસીંહ સાથેઃ રહે કેમ તે પાસ.

[૬]ક્રવ્યાદ પક્ષી પશુ આવ્યા આમિષ ભક્ષ કરેવા કાજ્ય;
કિહિ છે: 'વીર[૭]ટલે એ ક્યાહારી ? કાર્ય આપણાં શિઝિ આજ. ૬
કમ્પિ મેદ્યની; દહોદશ જોતાં અગ્નિ પ્રગટ[૮] ઊઉ[૯] તતખેવ.
ધ્વજા પતાકા બલતાં દેપી તેણે દુઃષ પામ્યો હૂં એવ. ૭

વાહન ધૂજે[૯] સર્વ સૈન્યમાં; ચરણભારિ નિર્વાણ્ય.
[૧૦]પર્વતપ્રાય શરષા વારણ ઘૂંબપાત કરતા જાણ્ય. ૮
હવિ પાણ્ડવ કેરા સૈન્ય વિષિ રે શઙ્ખ તણા હોઇ બહુ નાદ.
[૧૧]સૂરાતનભિરિ શૂર ધસે અનોઅન્ય ત્યાંહા કરતા સાદ. ૯

દુન્દુભિના[નિર્ઘોષ ગરગડિ; વાજિ ગોમુષ ભેરી તાલ
જોઉનિ], નિર્ઘોષ કરિ ઊભા અનેક દેશ તણા મહીપાલ. ૧૦
રથનેમીના શબ્દ સુણીનિ ચાતુક મોર કરિ કિંકાર.[૧૨]
સુવર્ણરત્ન-[૧૩]ઉપચિત વિરાજિત ધ્વજ તણો [૧૪]ન લાભિ પાર. ૧૧

જો, અર્જુનની ધ્વજા વિષિ કપિ બિઠો દીસે પ્રચણ્ડ.
તે આગલિ કોણ[૧૫] યોધા આપણા યેથી ભય પામિ બ્રહ્માણ્ડ. ૧૨

શબ્દ હોઈ ગાણ્ડીવ ધનુષના; જાણે ગર્જિ દ્વાદશ મેઘ!
ત્યાંહાંથા બાણ પડિ આવી આંહાં યેહનો છિ(માહા)અદ્ભુત વેગ. ૧૩
અર્જુનના બહુ બાણ રથકી રે માહારથી [૧૬]રણ પડંતા જાણ,
[૧૭]ક્ષીણ પુન્યથી યમ પડે તારાગણ નભથી નિર્વાણ્ય. ૧૪

બાજૂબન્ધ સુગન્ધિ ચર્ચિત[૧૮] અનેક સુભટના યે હાથ,
[૧૯]અર્જુન કેરાં બાણ થકી હૂં પડતા દેષૂં આયુધ સાથ. ૧૫

---

૬. દૂરવાથી પંક્ષી બહુ આવ્યા. ૭. વઢે વીકારેઃ કામ આપણાં થાશે આજ. ૮. પ્રગટે. ૯. ભયાંનક. ૧૦. "પસુપ્રાંણ વીના તે દેષુઃ સુ કઇ નીપાંણ" ૧૧. "સાહાંમસાહાંમા હુકલેઃ કરતા માંહોમાહિ વાદ." ૧૨. ચીકાર. ૧૩. –સોભા. ૧૪. નહી પાર. ૧૫. આપણ કોણ માત્રઃ ૧૬. પડતા નીરવાંણ. ૧૭. "સાહામસાંહાંમા ભોધા અફલાએઃ થાએ કચરઘાણ." ૧૮. –રચતા. ૧૯. "અરજુન થકી રે હવડા દેષુઃ પડતા ભોમી સાથ."

વાસુદેવ સાથે એ અર્જુન એક રથે હોઆ આરૂઢ.
તે સન્મુખ[20] રહી કોહો કોણ વઢશે?
(એ એવો) મિથ્યા ગર્વ કરે કા, મૂઢ?" ૧૬
શલ્યતણૂં એહવૂ વાયક સાભલતા [21]ક્રોધ કર્ણમન્ય મહ્યો ન જાય:
[22]"વિરિનો યશવર્ણન રણમા તુજને કરવો ન ઘટિ, રાય!" ૧૭
શલ્ય કિહિ "તૂં કર્ણ! સાભલિ; વલી એક (તુજને કહૂં) દષ્ટાન્ત:
કો એક પુરષ જલ અસદ્ધ[23] લેઇનિ વરુણ તણો કયમ આણે અન્ત? ૧૮
અથવા [24]શુષ્ક કાષ્ઠ-સમૂહે પાવક પ્રગટ્યો પમાડે નાશ,
અથવા વાયુ ગૃહિ કો કરમા, [25]સમુદ્ર તણી ઈછિ આસ. ૧૯
ત્યમ અર્જુનનિ આજ [26]સહી રણ્ય જીતી ન સકિ કો યૂધ-સુજાણ.
તેહવો રાજા ધર્મ યુધિષ્ટિર,[27] ભીમસમાનિ નહીં કિહિના પ્રાણ. ૨૦
તેહવા નિકુલ સિહિદેવ પ્રાક્રમી, દ્રષ્ટદ્યુમ્ન [28]પ્રમુખ બહુ રાય.
તે આગલિ જય કયમ પામીશે? એ માહારિ મન્ય આશ્રર્ય થાય."૨૧
એહવૂં કિહિતા બેહુ દલ મલીઆ; પરસ્પરિ જીતવાની આમ.
કરયૂં યુદ્ધ કેહીપિરિ રણમાં, કરજોડી કહિ વિષ્ણુદાસ. ૨૨
૬૦૨

---

## કડવૂં ૧૭ મૂં—રાગ [1]ભાણમલાર

રાય બોલીઆ રે સન્જે પ્રતિ વીનતી:
કયમ વહીઆ રે પાણ્ડવ સાથિ શુભમતિ? ૧

---

૨૦. સાથે રહી કોણ: મીથા કરે ગરવ મુઢ. ૨૧. કરણે ક્રોધ સહે ન જાએ. ૨૨. "વેરીને સુ અતિ વધાંને તુને ના ઘટે સવરાએ" ૨૩. લેએ તો વરૂણનો નાવે અંત. ૨૪. સુકા કાષ્ટમાં અગની પ્રગટે પાવક કરવા નાસ. ૨૫. સમુદ્ર તરવા આસ. ૨૬. સકે કો જીતી: નવ સકે કો નીરવાંણ. ૨૭. પરાક્રમિતધર. ૨૮. કો નાંણુ ૨૯. સન્મુખ રાએ.

કડવૂં ૧૭ મૂં:—૧. ભાણુમતી.

એ સુણતાં રે હરિષ ઘણો મન્ય માહારિ,
ભારથની રે પુણ્યકથા [2]મુક્ષ તાહારિ. ૨
ત્યારિ બોલ્યા રે સન્જે મન્ય [3]આદર ઘણેઃ
તહ્મો સાંભલો રે, રાયજી! [4]મન્ય નિશ્ચલપણિ. ૩
[5]ત્યારિ અર્જુન રે દલમાંથી અલગો પડ્યો,
તત્ર સુતના રે સૈન્ય [6]વિપિ આવી વઢ્યો. ૪
સંસપ્તક રે હુતા, ત્યાંહાં ક્રોધે[7] ઘણો,
તેહ[નિ હરિષ રે ] યોદ્ધ[8] આવી મનમાં વશો. ૫
તત્ર ધાયા રે [9]નિવાતકવચ્ય સાથે સહુ,
[10][તત્ર] અર્જુન [રે] વેગે જઇ પીટચો સહુ. ૬
[11]"જય પામિ રે," દર્યોધન એહવૂં મન્ય ધરી,
ચાલ્યા [12]મૃત્યુનિ રે માથે રણમાં પગ કરી. ૭
[13]બહુ મારિ રે ગદા સાંગ્ય ફરશી ગ્રહી;
બહુ બાણુની રે વૃષ્ટિ કરે ઊભા રહી. ૮
[14]તવ વ્યાકુલ રે કીધો પાર્થ બાણાઉલી,
આકલાણો રે; યેહનિ કોણ સકિ કલી? ૯
[15]તવ બોલ્યો રેઃ "કૃષ્ણદેવ! કરણા કરો.
એ દૈત્યના રે રથ સઘલા આઘા કરો." ૧૦
ત્યારિ કૃષ્ણે રે શઙ્ખનાદ પૂરચો સહી.
ત્યારિ પ્રથવી રે કમ્પારવ હેઠ[16] રહી. ૧૧

૨. મુજને કહે. ૩. આનંદ ઘણો. ૪. મહીમા, રંણ તણો. ૫. "જઇ અરજુન રેઃ દલમુખે આવી અડે." ૬. સેન સાથે આવી ભડે. ૭. આવી. ૮. મંન માંહે અની હસો ૯. કવચક સાથે સહી. ૧૦. "અરજુને રેઃ વેધા બહુ વેગે જઇ." ૧૧. દ્રૂપ પાંમો રે. ૧૨. માનુવ રે. ૧૩. આ કડી નથી. ૧૪ આ પહેલાં:-" સાંહાંમસાંહાંમા રેઃ ' જોવે જોધ કુદે તહી." —આ ૯ મી કડી પહેલાં ૧૨ મી કડી આવે છે. ૧૫. આ ૧૦ મી કડી નથી. ૧૬. થઇ તહી.

ત્યારિ સૈન્યમાં રે વાડું પડ્યો સહુ જોવતાં,
તવ અર્જુન રે પ્રગટ થયો હરિ દેખતાં. ૧૨
યમ મેઘથી રે અર્ક પ્રગટ થાયે સહી,
ત્યમ અર્જુન રે વ્યૂહ વચિ આવ્યો રહી. ૧૩
તવ કીધી રે બાણવૃષ્ટિ,[17] કહી નવિ જાય.
[18]બહુ પડીઆ રે રથ સાથે મોટા રાય. ૧૪
બહુ છેદ્યા રે ગજ રથ હય, સહુ નાસી.
સર મારિ રે ક્રોધ સંહારિયા ત્યાહાં રહી. ૧૫
તવ વીટચો રે પુનરપિ અર્જુન વીરને;
બહુ મારિ રે સાત્યકિ ગદા અતિ ધીરને. ૧૬
સંસપ્તક રે [19]અર્જુન સાથે વઢિ રહ્યા.
એહવે તવ સુત રે પાણ્ડવ ઉપરે [20]આવિયા. ૧૭
[21]તેણે મારચો રે, શિખંડિન કર્યું બહુ.
પાણ્ડવનું રે સૈન્ય સઘળું મારયું સહુ. ૧૮
[22]મુક્ત કર્ણજ રે પાછલે સહુ કૌરવ રહ્યા.
[23]ધશી આવ્યા રે રાય યુધિષ્ઠિર બોલ્યા વઢવા. ૧૯
તવ મૂક્યાં રે બાણ આરહ્યું ઊભા રહી:
"કો આવો રે વઢવા મુજ સાહામો સહી." ૨૦
એહવું કિહિતાં રે ધૃષ્ટદ્યુમ્ન–[24]પ્રમુખ હતા,
તે મારિ રે કર્ણે [25]અર્જુન નાવતાં. ૨૧
[26]રણિ ઓછ્યું રે ઘોરી રાખ્યાં વાજિ બહુ.
[27]બહુ મેહેલે રે બાણ ઊભા તે સહુ. ૨૨

---

૧૭. પુષ્ટ પણ થાશે. ૧૮. તત. ૧૯. વડે આરજુન સાથે બહુ રહો. ૨૦. આવી રહો. ૨૧. "તેણે માર્યું રે: રીષ કહેતા કરતા બહુ." ૨૨. "જે કારણ રે: પાછલ રાહુકો નરવરા." ૨૩. [illegible] આવ્યો. ૨૪. પ્રમુખ રહો જતાં. ૨૫. અર્જુન આવતા ૨૬. "[illegible] હિરીસવાર મારે બહુ." ૨૭. "તારે મારે રે: બાણ ગદા તેહને [illegible]

એક ભાનુમંત [૬]પરાક્રમી, બીજો ચિત્રસેન[૭] સુજાણ,
[૮]સેના બીજ સુરસેન પચે હતા ત્યજતા પ્રાણ ૬
પાંચાલપતિ [૯]યારિ પડયા ત્યારિ હવો હાહાકાર,
રાય યુધિષ્ઠિર બોલ્યો[૧૦]ઘણું "હવે થશે કવણ પ્રકાર ?" ૭
ત્યારિ ક્રોધ આણી પાણ્ડવે અદ્દભુત મેહલ્યા બાણ
કૌરવતણી સેના વિષિ સંહાર કીધો[૧૧]જાણ ૮
વૃષસેન[૧૨] કુંઅર કર્ણનો તે રહ્યો પુઠે જાણ,
તે પિતા કેરી કરિ રક્ષા, સગન માહિ[૧૩]મ્યાણ ૯
ધૃષ્ટદ્યુમ્ન નિ વલી સાત્યકી, દ્રુપદી કેરા બાલ,
ઉતપતી સૈન્ય વિષિ ગયા, વૃષસેન[૧૨] રહ્યો તતકાલ ૧૦
ત્યારિ બાણવૃષ્ટિ કરી[૧૪] ઘણી કર્ણે રહીનિ ત્યાહિ,
[૧૫]અકલાણા ત્યારિ વીર સર્વે, મૂઆ ક્ષણ માહિ ૧૧
ત્યારિ અન્ય સુત યે કર્ણનો આવ્યો [૧૬]ધરી ત્યાહા ક્રોધ,
પાણ્ડવતણા[૧૭] ત્યારિ સૈન્યમા તેણે કરયા જૈ[૧૮] રોધ ૧૨
ત્યારિ સુષેણે ભીમના કરથી[૧૯] ધનુષ છેદ્યુ પેર
વલી સાતે બાણે [૨૦]રદે ભેદ્યુ, ગાજીઆ અવશ્યમેવ ૧૩
ત્યારિ ધનુષ બીજૂ કરચ ધરી સજ કરયૂ તેણીવાર,
ત્યારિ કર્ણસુતનૂ ચાપ હેના કરયૂ કટકા ચાર ૧૪
ત્યારિ બાણ મારયા રદેમા અતિ ક્રોધ આણી કાય,
[૨૧]ગ્રાહેતર વડે રાધાતણો સુત હણ્યો રહી રણ માય ૧૫

---

૬. મહાપરાક્રમી ૭ ચિત્ર ૮. સેના સુર પાચે હતા, તે ૯ હણ્યા જારે ૧૦. રએ ૧૧. વરતો ૧૨ વૃષકેત ૧૩. મોહેરે ૧૪. કીધી ૧૫ 'કલ્યાણ સરવ વીરને હોએ, જો તતખીન જઇએ તાહે" ૧૬. ધસી મન ક્રોધ ૧૭ તણી સેના વીરે ૧૮. સણધો ૧૯. હાય થકી ગદા છેદી પેર ૨૦. તે રૂદે મારા ૨૧. સાણ પ્રહારે પડો સહી, હણ્યો રાધાસુત રણમાહે"

પછિ ભાનુસેન્યુ પગાકગી તેગે માન્યા પનર બાણ
[22]ત્યાગિ બીમસેને કર્ણસુનના હણ્યા જેના પ્રાણ ૧૬
શિર પડ્યૂ પ્રથવી શોભીએ, જાણિ કમન જલમા સોય,
દેવતા બહુ દૂપ ધરિ, યે વીર તાહારા હોય. ૧૭
ત્યાગિ બીમસેનિ ત્રણ્ય શર લેઈ [23]દીર્વ પાડી ચીગ,
દુશાસનનિ [24]ગદિ માગ્યા મમન આણી રીગ. ૧૮
પટ બાણ્ માગ્યા મમન સુત, ઉત્તરને અગીઆર,
સુષેણને[25] બાત્રીગ મારયા, કર્યો રણ્ય સહાર ૧૯
ત્યારિ કર્ણ મન્ય ક્રોધિ ચડ્યો, તેણે મમન મેહેલ્યા બાણ,
બહુ યુધિષ્ટિરના યોધના તતકાલ લીધા પ્રાણ ૨૦
ત્યાગિ ધર્મરાય કોપિ ચડ્યો, એહવૂ વચન બોલ્યો ત્યાહિ
"હા સૈન્ય મારિ કર્ણ ઊભો રહીને ગણ્યુ માહિ? ૨૧
નિત્ય પાર્થ મથિ વાદ કરતો, યુદ્ધ કરી[26] હામ,
[27]તે મારિ બલીઆ યોદ્ધ કોય સૈન્ય સાથે કામ. ૨૨
દેખાડ્ય બલ યે તાહારૂ, [28]યે હોઇ તાહારે હાથ્ય,
કૌરવ તણા હિત કારણે તૂ રહી વડે અમ મધ્ય ૨૩
આજ કેડ મૂજનિ અતિ ઘણુ તાહારૂ યુદ્ધ જોવા કાલ્ય,
તે માટિ મહા[29] કોધ આણી વઢે રહી રણ[30] માઝવ" ૨૪
એહવૂ કહીનિ ધર્મપુત્રે મેહેલીઆ દશ[31] બાણ
'કર્ણ કેગ[32] રણનિ ઠ લેઉ હરડા પ્રાણ' ૨૫
[33]ત્યાગિ વૈકર્તન કોપિ ચડ્યો, નવ[34] બાણ લીધા પ્રૈ હ,
ત્યારિ યુધિષ્ટિરને રદે માગ્યા, થયા નર[35] દિગ-મૂઢ ૨૬

---

૨૨ "તે મહારથી હાર પાહને, પો પ્રથવી લમ્" ૨૩ ફેરે માગી આંજી દીસ. ૨૪ "ની પાસે જઈને સબલ પાગ નીસ ૨. 'સુષેણ-ખાવી વીસ મારા, જે દર દર સધાર" ૨૧ ક્રગની ૨૭ "ભો આજ જેરો છે સદી કરણના પ્રાણ યે આ કાંન" ૨૮ તો બહુ હોયે ઢા ૨૯. મન ૩૦. યુદ્ધ આજ ૩૧. સત ૩૨. તાહારા ૩૩ ત્યારે કર્ણ ન ।। કે પીએ ૩૪. એક ધુ ૩૫. નર

બહુ વીર જોતાં યુધિષ્ઠિરને [36]રદે કીધા પ્રહાર;
રથ છત્ર ભાંજી વિરથ [37]કીધાં હેલાં માત્ર મોઝારય. ૨૭

ત્યારિ બીજો રથ ત્યાંહાં આણાવી આરૂઢ થયા તતકાલ;
કર્ણનૂં પ્રાક્રમ દેખતાં મન્ય પ્રજ્વલ્યા મહીપાલ. ૨૮

યમ આજ્ય[38] હોમિ અગ્નિ [39]વાધિ, ક્રોધ વાધ્યો ત્યમ;
[40]'હવિ હણૂં અધુના કર્ણનિ,' રાય વિચારિ ઇમ. ૨૯
[41]એક સુવર્ણપૂંખ વિશાલ દૃઢ ચાપિ ચઢાવ્યૂં બાણ;
યમ દણ્ડ શરખૂં મહા દારણ હણે ક્ષણમાં પ્રાણ. ૩૦

સુરરાજ કેરા કર વિષિથી વજ્ર છૂટિ યમ્મ;
વલી યુધિષ્ઠિરના કર વિષિથી બાણ છૂટું ત્યમ્મ. ૩૧
મહારથીના ઉર વિષે વાગૂં જઇ [42]નિરધાર;
[43]રથ વિષેથી અવ્યની પરિ ઊઠી પડ્યો તેણીવાર. ૩૨

ત્યારિ હાહાકાર હવો સહી કૌરવ તણા દલ માંહિ;
રાય દુર્યોધન શોચ્યા[44] કરેઃ 'શૂં કરયૂં દૈવે આંહિ?' ૩૩

રાય યુધિષ્ઠિરના[45] સૈન્યમાં "જય" શબ્દ બોલે વાણ્ય;
[46]શંખ દુન્દુભિ-નાદના નિર્ઘોષ વર્ત્યાં જાણ. ૩૪

રાયની પરશંસા કરિ [47]સર્વ કો બલિઆ ત્યાંહિ;
ચેહના યૂથ આગલિ કર્ણ શરખો પડ્યો અવ્યની માંહિ.[48] ૩૫

મહુર્ત્ત એક થયા પછી સાવધાન હોઓ કર્ણઃ
'ક્યાંહાં ગયો રાજા યુધિષ્ઠિર? હવડાં પમાડૂં મરણ.' ૩૬

---

૩૬. કરા હઇડે. ૩૭. કીધો: રંણ મધે તેણી વાર. ૩૮. અહુતી. ૩૯. માંહે: તત. ૪૦ "આજ હણુ કરણ જે રંણમાં: રાએ વિચારૂ મંન એમ." ૪૧. "સોવરણચાપ વીસાલ કહીએ: તે ધનુષ ચદાવું બાંણ." ૪૨. તેણીવાર. ૪૩. "રથ ઉપરથી પડો અવનીમાં: તે કરણે ખાધી હાર." ૪૪. વીચાર. ૪૫. "ને સેના વીષે ૪૬. "સંખધુની ગડગઢ બોલે ને ફરી જાંણ." ૪૭. પરમ બલીઆ હોએ." ૪૮. રોએ.

ત્યારિ ધનુષ[૪૯] વિસ્કારણ કરી બહુ બાણ મૂકયાં ત્યાંહિ;
પાણ્ડવી સેના ન્યાશ કરતો સઞ્ચરચો રણ માંહિ. ૩૭

## ઊથલો

સઞ્ચરચો રણ માંહિ રે; કયમ પરાક્રમ તેહનૂં લહૂં ?
વિષ્ણુદાસ કહિઃ વલી યુદ્ધ માંડૂં, તે કથા માંડી કહૂં. ૩૮
૬૬૭

---

## કડવૂં ૧૯ મું–રાગ ધન્યાશી

સઞ્જે એહવું બોલીઆ રેઃ સાંભલ્ય, રાય સુજાણ !
કર્ણે ક્રોધ રદિ ધરી રે રણમાં મૂકયાં રે બાણ. ૧
યુધિષ્ટિર રાય ઢાંકીઆ રે; વ્યાકુલ કીધો રે દેહ;
[૧]સારથિ રથ આપણું રે ભાંજિનિ નાખો રે તેહ. ૨
ઢાલ–તેહનો રથ ભાંજ્યો સહી, વ્યાકુલ થયો તવ રાય;
રથ અન્ય ઊપરે શીઘ્ર બિઠો ક્રોધ આણી કાય. ૩
ધનુષ લીધૂં હાથમાં; બહુ બાણ મૂકયાં[૨] ત્યાંહિ;
ત્રીસ શર કર્ણની મારચાં, ક્રોધશૂં [૩]રણ માંહિ. ૪
ચ્યાલીશ મારચાં સુષેણને, શતસેનને પઞ્ચાશ,
શત્યેર મારચાં શલ્યને; રથ કરચા [૪]સહુના નાશ. ૫
તૂહોતેર મારચાં કર્ણને, મારચાં રહી નિરધાર;
જઈ સમલ બેઘાં રદિમાં [૬]આશીવિખ–આકાર. ૬
ત્રણ્ય ત્રણ્ય બાણ[૭] સર્વનિ ઉરમાં હણ્યાં તતખેવ.
[૮]રાય યુધિષ્ટિર એમ સૈન્ય મારિ રણ્ય રહી અવશ્યમેવ. ૭

---

૪૯. પે ટંકારવ.

કડવૂં ૧૯ મું:–૧. "સારથી ઘોડા હણ્યા; રથ ભાંજ્યો તાંહાં તેહ" ૨. મારાં જાંણ. ૩. નીરવાણ. ૪. બેહુના. ૫. પુનરપી. ૬. વીજલીને આકાર. ૭. મારાં. ૮. "રાએ જુધીષ્ટરે સેના સરવે; રણ હણી તતખેવ.'

અધરથી તવ કોપે ચઢ્યો કાંઇ હશીને મન માંહિ;
એક [9]ભલુકીં યુધિષ્ઠિરનું ચાપ છેદ્યૂં ત્યાહિ. ૮
વલી સાઠય શર માહા [10]અંશુગામી રદે મારચાં જાણ્ય.
રથપૂથ મારી કરચા કટકા; વિકલ કીધા પ્રાણ. ૯
ત્યારિ વીર જે પાણ્ડવતણા માહારથી મોટા ત્યાંહિ,[11]
[12]રાય યુધિષ્ઠિરનિ રાખવા આવી રહ્યા રણ માંહિ, ૧૦
દ્રષ્ટદ્યુમ્ન નિ શિખણ્ડી, [13]દ્રુપદી કેરા તન,
કર્ણ આગલિ રહ્યા ઊભા કરીનિ દ્રઢ મન. ૧૧
નિકુલ નિ સહદેવ આવ્યા, ભીમ માહા પરચણ્ડ,
શતસહસ્ર ભાર તણી ગદા ઝાલી તદા ભુજદણ્ડ. ૧૨
શિશુપાલસુત નિ કાશિરાજા, કરુપ યે ભૂપાલ,
[14]વલી મછય કૈકય આવીઆ, દીસતા જાણે કાલ ! ૧૩
વલી કોશલપતિ કૈકેય[15] રાજા [16]પ્રભદ્રક માહાવીર,
યુધિષ્ઠિરને રાખવા આવી રહ્યા રણધીર. ૧૪
વલી સાત્વકી ને જનમેજે પાચ્ચાલપતિ રાજન,
તેણે વિવિધપિરનાં બાણ મૂક્યાં, [17]તેહનાં કહૂં અભિધાન. ૧૫
વરાહદન્ત ને વિપાઠક,[18] નાલીક[19]ને વછદન્ત,
[20]યે મૂકતાં ગજરથ હયતણા રણ શીઘ્ર આવિ અન્ત. ૧૬
વલી ચટકમુખ[21] ને અર્ધચન્દ્રક ક્ષુરપ્રિય[22] નિદાન;
એ આદિ દેઇનિ [23]અસ્ત્ર કેરાં અસંખ્યાત અભિધાન. ૧૭
[23]એહવાં ઉગ્ર આયુધ મૂકતાં કૌરવી સેના માંહિ,
ગજ અશ્વ મારી રણ વિષિ કલ્પાન્ત કીધૂં ત્યાંહિ. ૧૮

૯. ભોગલ મુકી. ૧૦. અસુરચાંમી. ૧૧. જાંણ. ૧૨. "તે રાત્રે જુધીષ્ટરની રક્ષા કરવા આવી રહ્યા માહારાંણ." ૧૩. વલી દ્રૂપદ તંન. ૧૪. "મછંદેસી વલી આવીઆ; તે દીસતા માહા વીકાલ." ૧૫. કારંગ. ૧૬. ભદ્રકેત. ૧૭. સાંભલ. ૧૮. ચીપાઠક. ૧૯ નાલીકંત મહદન્ત. ૨૦. "તે મુકતાં યુદ્ધે નહી જોતાં નાં આવે અંત." ૨૧. કંટકમુખ. ૨૨. કમલપીત. ૨૩. અંત નાં જાંણ. ૨૩. મહા અદભુત જુધ કીધુ હો°.

રથ સબલ ભાંગ્યા કનકના, ધ્વજ પતાકા છત્ર,
ઊંટ પર ને [૨૪]અમ્બાડીશૂં પડે મેગલ તત્ર. ૧૯
કવચ માંહિથી અંગ ભેદ્યાં, ચાપ કરચથી જાણ્ય.
[૨૫]શરત્રાણથી શર કરચાં અલગાં રણ વિષે નિર્વાણ્ય. ૨૦
માહા પ્રૌઢ વારણ[૨૬] તણાં કુંમ્ભસ્થલ પડે અતિ કાંય.
કૌરવતણી સેના પડે; રણ્ય રહ્યું કેહી પિરિ જાય ? ૨૧
પાણ્ડવતણી સેના વિષિ સિંહનાદ કરતા યોધ;
તેણે કરી બલ[૨૭]ક્રોધશું તવ સૈન્ય કીધું રોધ. ૨૨
તે દશોદશથી બાણ મૂકે સૈન્યમાં નિરધાર;
જાણિ મેઘ દ્વાદશ શામટા કરિ વૃષ્ટિ ભુમ્ય મોઝારય ! ૨૩
ત્યારિ કર્ણ ઊપરિ જઇ પડ્યા પાણ્ડવતણા જે શૂર;
કહ્યું: રખે જાતો [૨૮]રણ તજી ! કરિ યુદ્ધ અમશું, ભૂર ! ૨૪
શું યુધિષ્ઠિર[૨૯] સાથે વઢે, યે ધર્મરાય[૩૦] પવિત્ર ?
પઞ્ચ બાણ મૂકયાં[૩૧] અમારાં, [૩૨]યે ધર્મરાય વિચિત્ર.” ૨૫
એહવું વચન તેહનું સાંભલીને[૩૩] કર્ણ પામ્યો ખેદ;
બ્રહ્માસ્ત્ર મૂકી પાણ્ડવે સેના [૩૪]કરી સ્રવ છેદ. ૨૬
કર્ણરૂપી [૩૪]અગ્નિ રણમાં ઉતપત્યો ઉતપાત;
પાણ્ડુસુત-વન[૩૫] દશોદશથી જાય કરતો[૩૬] પાત. ૨૭
ત્યાંહાં બાણવૃષ્ટિ કરિ રહ્યો; જાણિ પ્રલેકાલી[૩૭] મેઘ !
નવિ ચલિ પાછા વીર કો શરતણા માહા વેગ. ૨૮
સર્વ સૈન્ય મારી કરયૂં અલગૂં, રહ્યા કેવલ રાય,
ત્યારિ કર્ણ કહેઃ “ રે યુધિષ્ઠિર ! હવિ જીવતો કયમ[૩૮] જાય ? ૨૯

---

૨૪. અંબાડી; તે પાડીઆ ભટ તત્ર. ૨૫. સેહેસ્રદસનાં સીસ કરી. ૨૬. કુંજર. ૨૭. વલી. ૨૮. જીવતો, કહુ કરો મારી ચૂર. ૨૯. ધરમરાએ. ૩૦. પુનવંત શરીર. ૩૧. ઘુ. ૩૨. જે કનક પુપતીર. ૩૩. સાંભલી; મંન... ...ખેવ. ૩૪. સંધારૂં અરવમેર. ૩૪. અગ્નીમાં થઓ માહા ઉતપાત. ૩૫. -સુતને. ૩૬. કરતા ઘાત. ૩૭. પ્રલેકારી. ૩૮. કાંહાં.

કૌરવતણું પાસૂ ગ્રહ્યૂ મે સર્વ મૂકી ધીરજ,[૩૯]
તે માટિ [હું] રણ્ય વઢ છૂ, આદરી એહવી પિરજ ૩૦

તે માટિ દુખ[૪૦] મન વિષે કાઇ[૪૧] રખે આણો, ગય!
આજ કરણા આહા[૪૨] કરૂ તો ધર્મ-ક્ષતી જાય" ૩૧

એહવૂં કહી [૪૩]નારાચ મૂકયા તીક્ષ્ણ નિ માહા કૂર,
રાય યુધિષ્ઠિરનૂં [૪૪]વર્મ ભાજી કરૂ તતક્ષણ ચૂર. ૩૨

રુધિરમિ અંગ હનૂ સહી; ત્યારિ કોપીઓ મહીપાલ·
એક સાગ્ય લીધી કર વિષિ 'કર્ણનો આણૂ[૪૫] કાલ?' ૩૩

અગ્નિજ્વાલા પ્રગટી [૪૬]મૂક્ષ-અગ્રથી તેણીવાર,
[૪૭]ઘણ્ટા-વિભૂષિત શબ્દ કરતી વછૂટી નિરધાર. ૩૪

આકાશ-મધ્યે[૪૮] ઉત્પતી, ગઇ રદિ કરવા ભેદ,
આવતી [૪૯]તતક્ષણ સપ્ત બાણે કરી કર્ણે છેદ. ૩૫

વળી ધર્મપુત્રે ચ્યાર બાણે[૫૦] હણ્યો કર્ણ કઠોર
ત્યારિ ઉભય દલ-મધ્યિ રહી કરતા હવા બહુ ઘોર. ૩૬

## ઊથલો

કરતા હના બહુ સોહરિ રે, તેહમા કાઇ સન્ધે નહીં
પુનરપિ યુદ્ધ સબલ રચ્યૂં; વિષ્ણુદાસ કહે[૫૧]તે સહુ કહં રહી ૩૭
૭૦૪

---

## કડવૂં ૨૦ મૂં—રાગ શામેરી

સઞ્જે કેહે સાભલ્ય વાત, રણ્ય કર્ણે કરયો ઉત્પાત.
જાણે પન્નગ પૂછે ચાપ્યો! એમ અન્તર મધ્યે કાપ્યો ૧

---

૩૯. વેર ૪૦. કાંઇ ૪૧. દુખ ૪૨. તમોને ૪૩. ને રાએ ઉપરઃ બાણ મેહેલાં ક્રુર ૪૪. ચરમ છેદી ૪૫. આંણવા ૪૬. સહી મુખ અગ્નિથી ૪૭. કરકડાટ સબળ કરતી ૪૮. ગારગ ૪૯. કરણે બાંણ મારીં કરી સતખંડ છેદ ૫૦. બાંણ જ મારાં ૫૧ તે કહુ સહી

એક ભલ્લ[1] અહીનિ હથ્ય, ભાંજ્યો રથ ધ્વજા સહીત્ય.
ચ્યોહો ઘોડા સાથિ સૂત, મારી [નિ] કીધૂં અદ્દભુત. ૨
વલી ભાંગ્યૂં શિરનૂં છત્ર, રથ્ય ચોદ્ધ જુઓ સહુ તત્ર.
રથ હાંકચો અદ્દભુત વેગ; જાણે ગાજે[2] દ્વાદશ મેઘ ! ૩

કહે કર્ણ: " સુણો, શલ્ય સાહજી ! [3]કહેના સાચવિ રણુગાં વાજિ !
જઇ ઝાલૂં[4] રાયનો તનજી," મુક્ષ બોલ્યો કર્ણ વચનજી. ૪
'કેયમ મારૂં ધર્મનો જાત ?' ઈમ મન્ય વિમાસી વાત;
"જાઓ યજ્ઞ કરો આરમ્ભ; [ઘેરિ] બિઠા પૂજો બમ્ભ. ૫

તહ્મો ક્ષત્રમાં [છો] હીન; તે માટિ થાશો[5] દીન.
મુજ શરથા યોધ સહીાત્ય, તહ્મો નવિ કરવી રણ્ય-વાત. ૬

તાહારૂં ધર્મધુરન્ધર નામ તિ નવિ કરવો સઙ્ગ્રામ.
જાઓ હસ્તિનાપુરમા પેર, જૈ રાજ્ય કરો અવશ્યમેવ. ૭
આંહાં દારુણુ કરવૂં કમ, ક્ષત્રીનો એહવો ધર્મ:
નવે સાંધિ તાતનિ પુત્ર, નવિ ગણિ ભ્રાત ને મિત્ર." ૮

એહવૂં કહીનિ મૂકયા રાય, પછિ સૈન્ય સાહામો ધાય;
બહુ કદન[7] કરે ત્યાહાં આવી; મૂકે અસ્ત્ર નાનાવિધ્ય લાવી. ૯

હસ્તી ઊપરિ મૂક્રિ ઘાય, રણુમાં થોભ્યું નવિ જાય;
મારચા અશ્વ તણો નહીં પાર, [8]રથ ચૂર્ણ કરચા તેણીવાર. ૧૦
પર વેસર ઊંટ અમ્બાડી, [9]શર-ઘાત ચકાં સહુ પાડી;
ગજ પર્વત શરથા પડતા, ત્યાંહાં વીર અનોઅન્યે ભડતા. ૧૧

એક ચાપ વિપિ શર લીધૂં. તેણે [10]છિન્નભિન્ન બ્રત કીધૂં;
ગજગજ [ઊ]પિરિ નાહાઠા જાય, [11]હય કોણે ત્યાંહાં ન સહવાય. ૧૨

---

કડવૂં ૨૦ મૂં:-૧. ભોગલ. ૨. ગાજ્ય. ૩. સાચવજો હાવે રંણુ વાજી. ૪. ઝાલો. ૫. મુખથી કરણુ વદે વચંન. ૬. હીસો છો. ૭. નીકંદન. ૮. રંણુમાં ચુરંણુ કરા. ૯. એણી પેરે સેના રંણુ પાડી. ૧૦. છાંનુમાંનુ આરાધન કીધુ. ૧૧. જુધ કોણે નવ સેહેવાએ.

[12]રથ સૂતહીન થઈ નાહાસિ, બહુ વીર પડિ રણ ત્રાહાસિ
[ભીમ] મારી લીધૂ આદાન, જાણિ નાન [13]હનૂ કહ ગોત્ર। ૧૩
શોણિતની સરિતા થાય, નર અશ્વ તણાયા જાય,
[14]રથ ફેગ લીધા સાત, રણ સૈન્ય કરચૂ અત પાત　　૧૪
સારિ તન સુત પામ્યો હર્ષ, વાગિ દુન્દુભિના નિર્ઘોષ,
[15]વાગા ગંપ તણા ત્યાહા નાદ, કરે યોદ્ધ અન્યોઅ ય સાદ ૧૫

કૌરવ અત રોનિ મલીઆ, ત્યારિ પાણ્ડવ [16]ત્યાહાથી પલીઆ
રાય ધર્મ થયા સાવધાન, [17]પાસે મહુ તેડ્યા પ્રધાન　　૧૬
"બન્ધ સર્વ તમારા પૂરા, અથવા [18]શૂ હૈઆ ફૂરા?
આજ અર્જુન નહી મમ સહાય, યે કરિ કર્ણનો ભય　　૧૭
અવ સૈન્ય આપણૂ કાહિ? [19]પ્રા લાવો પાર્થનિ આહા
યશ પામ્યો [20]માહારો નાશ, યારિ કર્ણ રહ્યો મુજ પાશ　　૧૮
એ દીસે સૈન્ય પલાય। [21]રણ શોભ્યૂ કેહી પિરિ જાય?
એહના સૈન્યમા જયજયકાર, [22]માહારિ દુખ તણો નાવિ પાર　　૧૯
[23]બહુ વીર એમ્હા થાઓ, મારો કર્ણનિ કિ રણ સાહો"
એમ કહે યુધિષ્ઠિર રાય, ક્રોધેથી ધ્રૂજે કાય　　　　૨૦
"ક્યાહા ભીમ ગયો મમ ભ્રાત? તેહને સમ્ભળાવો જઇ વાત
'દ્રોણે લીધૂ [છે] કલ્પાન્ત, સર્વ સૈન્યનો આણ્યો અન્ત　　૨૧
તુજ વિન રહી રણમા આજ, માહારૂ નહી કરે કો કાજ'
એહવૂ રાયનૂ વાયક જાણી, ધાયા ધનુષ વિષે શર તાણી　　૨૨

---

૧૨ તો રથ થકી ઉતરીને નાહાસે ૧૩ બુડ્ડુ જલસોત ૧૪ રથ ફેરી લીધા છે સ્યાત. ૧૫ વાજે સર્વ તાશને નાદ હોએ. આનંદમા બહુ સાદ ૧૬ પાછા ૧૭ તત્ર પાસે તેડા ૧૮ શુંઆ તમારા ફૂરા ૧૯ આ કોણ લાવો તે આહા ૨૦ તાહારો. ૨૧. રણમા શોભુ નત્ર જાએ. ૨૨ માહારા દૂખ તણો નહી પાર
૨૩ "મારો કર્ણને જીતતો સાહો, એમ કહુ જુધીષ્ટર રાઓ,
ક્રોધ યકી ધ્રુજે છે કાએ, વચન રોસભરા કેહે ગાએ"

કહ્યું: 'કર્ણ કેહી પેરિ જાય?' [૨૪]દહો દશ જૈ વીટચો રાય;
દ્રષ્ટદ્યુમ્ન [૨૫]પ્રમુખ પે વીર, ધાયા ક્રોધ આણીનિ ધીર. ૨૩
કરિ બાણ તણી ત્યાંહાં વૃષ્ટ, જોતાં દીસે આરિષ્ટ.
રથ છત્ર અમ્બાડી [૨૬]ભાંજિ, પણ કર્ણ ન પામિ પ્રાજે. ૨૪
ત્યારિ રાય યુધિષ્ટિર જેહ[૨૭] રથ ઊપરિ બિઠા તેહ;[૨૮]
હાકિ [૨૯]શિર ઊપરિ આવી, નિજ સેના સહુ બોલાવી. ૨૫
ત્યારિ ભીમે સાંભલી વાતઃ 'કર્ણે [૩૦]કીધું ઉત્પાત;
મારચૂં સૈન, ન લાભે પાર; [૩૧]રણિ જોતો પવનકુમાર. ૨૬
[૩૨]માહા ક્રોધ ચડ્યો મન માંહિ: "હવિ કર્ણને મારૂં આંહિ."
ત્યાંહાં પ્રગટ કરયૂં નિજ[૩૩] રૂપ, દેપી આયુધ નાપિ [૩૪]ભૂપ. ૨૭
"ક્રિહિશે,[૩૫] પારથ પાપિ આજ, [૩૬]શીધૂં નહીં એકો કાજ."
સન્જે કેહેઃ સાંભલ્ય, રાય! ભીમસેન તે રણિમાં જાય. ૨૮
"[૩૭]દુષ્ટને જૈ મારૂં આજ તો હીડે માહારૂં કાજ;
રથ જૂં," એહવી આસ, કર જોડી કહિ વિષ્ણુદાસ. ૨૯
૭૩૩

---

## કડવૂં ૨૨ મૂં—રાગ મલાર

સન્જે એહવૂં બોલીઆંઃ સાંભલ્ય, કૌરવના ભૂપ રે!
[૧]ભીમસેન મન્ય ક્રોધચૂં ત્યાંહાં અદ્દભુત કીધું રૂપ રે. ૧
[૨]તેહની વર્ણવના કઇમ કહી સકૂં, જો મુજ મુખ જિહ્વા એક રે?
શત રસનાએ વર્ણવૂં તોહે નવિ આવિ છેક રે. ૨

---

૨૪. એટેવુ કહીને વીટો રાએ ૨૫. સીર્પ ઊવીગ. ૨૬. પાટે, ભાંગે, તોડે કરગ્. ૨૭. એર. ૨૮. તનેર ૨૯. સહુને સીર પર. ૩૦. કીધા માહા. ૩૧. એટેવુ જોતાં. ૩૨. તર. ૩૩. માહા. ૩૪. તાંહાં ભૂપ. ૩૫. કેહુ. ૩૬. ના સીધુ એક તાંહાં કાજ. ૩૭. કરગ્ દુષ્ટને માર.

કડવૂં ૨૧ મૂંઃ—૧. "ભીમસેને તાંહાં ક્રોધનુ જુધ કર અનુપ રે."
૨. "તેહનુ વરણ કેમ કરઃ મમ મુખ જીભ એક રે."

પર્વત [3]પ્રૌઢ સમો થઓ દીસતો કર્જ્જન-વર્ણ રે.
મુગટ વિરાજિત[4] કનકમિ તેહને, કુણ્ડલ ઝલકિ કર્ણ રે. ૪
પિરિપિરિના ભૂષણ [5]આંગ્ય ધરી ત્યાહા ધાયો આણી વેગ રે.
તડિત-ચોરય સુરચાપશૂં જાણિ ચઢિયા દાન્દા મેઘ રે ! ૪
અનેક આયુધ કરચ ધર્યા, તેહનો નવ્ય જાણું પાર રે.
ધનુષ [7]પ્રચણ્ડ ગદા ગ્રહી તવ ચાલ્યો પવનકુમાર રે. ૫

તેહના [8]પદક્રમથી પ્રથ્વી ડગે, દિગ્પાલ ભયાતુર થાય રે,
[9]થડ મૂલસ્થકી ગરીવર ચલિ, તેહનાં શૃંગ તે અલગા થય રે. ૬
ત્યારિ શેષનાંગ સલક્યો સહી, ભય પામ્યા સુરનર [10]નાગ રે,
રણખેત્ર વિષે ચાલ્યો સહી યારિ ભીમસેન [11]માહાભાગ રે. ૭

પ્રલિકાલિ [12]પ્રગટ્યો વન્ય પાવક દીસિ યમ્મ રે.
મનમા ક્રોધે પ્રજ્વલે વૃકોદર દીસિ ત્યમ્મ રે. ૮
યમ સેના [13]દાનવની પ્રતિ ધાઈ વજ્ર ગ્રહી સુરરાય રે,
ત્યમ કૈરવની સેના વિષિ [14]વૃકોદર ક્રોધિ ધાય રે. ૯

યારિ હિરણ્યકશ્યપ મારવો સહી, [15]નરહરિનૂં લીધૂં શરીર રે,
ત્યમ કૈરવ-દલ ઊપિરિ ધસો [16]ધરી ક્રોધ વૃકોદર વીર રે. ૧૦
યારિ વૃત્રાસુરને મારવા ઇન્દ્રે [17]કીધૂં યમરૂપ રે,
તેહવૂં રૂપ [18]પ્રગટ થયૂં દીશીઇ રણમાં વૃકોદર ભૂપ રે. ૧૧
[19]યમ દક્ષયજ્ઞ હણવા શિવિ વીરભદ્ર પ્રયુઞ્જ્યો યમ્મ રે,
ભાઇ ! કૈરવ સેના ઊપરિ ભીમસેન [20]ચઢ્યો રણ્ય ત્યમ્મ રે. ૧૨

---

૩. સરયો પ્રોઢ દીસે એ કજ્જલવરણ રે. ૪. °જે કનકમાંઃ કુંડલ. ૫. ધરી, તાંહાં ૬. જાણે દાવાનલ ઊલટોઃ ચઢો. ૭. બાંણ પ્રોઢાં ધરી, ચાલો. ૮. પદપ્રાહારથીઃ પ્રથવી કંપાએ રે. ૯. "ક્રોધે જાણે કાલ સરયોઃ દીગપાલ ભઆંનક થાએ રે." ૧૦. મંન રે" ૧૧. ભડ જંન રે. ૧૨. °કાર પ્રગટો હવડાં, પવંન પાવક જંગ રે. ૧૩. અસુરની પીપે. ૧૪. ધાઓ વ્રકોદર જાએ રે. ૧૫. નરસીહનુ ધર. ૧૬. ક્રોધે. ૧૭. ધર્યૂં. ૧૮. આહા દીસી એ, વીર ૧૯. "તારકને હણવા સીવેઃ ધર રૂપ જંમ રે." ૨૦. ચાલો તેમ રે.

યમ જલનિધિ [૨૧]ચાલે વેગશ્ર્, ભાઇ ! અમાવાસ્યાને દિન રે,
ત્યમ કૌરવ-દલ સંહારવા [૨૨]ચાલ્યો ક્રોધ ધરીનિ મન્ય રે ૧૩
[૨૩]દીર્ઘ સ્મશ્રૂ મૂક્ષ શોભીઇ આરક્ત નેત્ર વિશાલ રે,
અરે નાશ કરેવા વિશ્વનિ જાણિ આવ્યો જંક્રૈમ કાલ રે ! ૧૪
[૨૪]રાય ધર્મ કહને આવી રહ્યો એહવૂં પ્રગટ કરી નિજ રૂપ રે
"હવિ કા ચિન્તા મનમા ધરો ? મૂહ્‌ને [૨૫]આપો આજ્ઞા, ભૂપ રે !" ૧૫
એહવૂ રૂપ ભયાનમક ભીમનૃ દેષી [૨૬]નૃપ પામ્યા ત્રાહામ રે
એ કૌરવ સઘનાને હણે [૨૭]એહવો આવ્યો મન્ય વિશ્વામ રે ૧૬
કહ્યૂ "યુદ્ધ કરે રણમા રહી, કા થાવા દ્યો અસૂર રે ?
કર્ણ-પ્રમુખ કૌરવ ઘણા તૂ મારી કરયે ચૂર રે" ૧૭
ત્યારિ પ્રદક્ષણા કરી ગજને વલી લાગો આવી ચરણ્ય રે
[૨૮]'આજ મુજ આગલથી રણ વિષે રક્ષે નાહાશી જાતો કર્ણ રે ! ૧૮
બ્રહ્માણ્ડ વિપિ યાહા હશે ત્યાહાથી [૨૯]મારવો નિરધાર રે
તહ્મો શોચા [૩૦]મૂક્ષથી મૂક્યો, રક્ષે દુઃખ ધરો લગાર રે !" ૧૯
ત્યારિ નિજ સેનાપતિ ગર્વનિ એહવૂં વાયક [૩૧]કિદ્ધિ તતપેર રે
"તમ્યો રાજાની રક્ષા કરો [૩૨]શીઘ્ર રહીને અવસ્યમેવ રે" ૨૦
ત્યારિ ભેરી શઙ્ખ પ્રમુખ [૩૩]મહી નીસાણે વલીઆ ઘાય રે,
પછિ [૩૪]યે ત્યાહા હુતા મહી તે આવીને લાગા પાય રે ૨૧
[૩૫]સિંહનાદ કરિ ગર્જના મૂક્ષ વદતા એહવી વચન રે:
"આજ કૌરવ કેરા દલપતિ તે નિશ્ચિ [illegible] રે" -

ત્યારિ આજ્ઞા માગી રાયની ભીમસેન [૩૬]વલ્યા રણમાહિ રે
ત્યારિ યોદ્ધ અપરિમિત ગયના તે [૩૭]દૃગિ રહ્યા ક્ષણમાંહિ રે. ૨૩
ત્યાહા પ્રૌઢ સમીરણ [૩૮]પ્રગટયો, જાણે પ્રલે કાલનો [૩૯]વાયુ રે !
રજ ઊડી પિંગિ ચક્ષુમા, રણમા યોબ્યૂ નવિ જાય રે　　૨૪
ગિરિશૃંગ [૪૦]પડે ત્રુટી તદા, ત્યાહા વૃક્ષ[ડાલિ] બહુ [૪૧]ભાજિ રે
ત્યાંહા દ્રપદ [૪૨]સકલ ઊડી કરી શિર કૌરવને વાજિ રે　　૨૫
ઉતપાત [૪૩]પ્રગટ હોએ અભિનવા, ત્યાહા[૪૪]મન્દ શુકન બહુ થાય રે,
[૪૫]શકુન્ત કોલાહલ કરિ, મૃગ ડાબા જમણા જાય રે　　૨૬
ત્યારિ કૌરવ બ્રન ટોલિ મલી [૪૬]રણમાહિ વિચારી વાત રે
" આજ દન [૪૭]આપણુના ક્ષય હશે, રણ્ય વર્ત્તિ છિ ઉતપાત રે." ૨૭
એહવૂ કેહેતા તન દ્રિષ્ટે પડયો ભીમસેન માહાવિકરાલ રે
જાણિ સર્વે હમડા હણિ [૪૮]સામટા, [૪૯]યમ ધાઓ આવે કાલ રે ૨૮
ત્યારિ સિંહનાદ ભીમિ કરયો, જાણિ ગર્જિ દ્વાદશ મેઘ રે !
નિજ તાત તણૂ ચિન્તન કરય યેહનો છે અધિકો વેગ રે ૨૯
[૫૦]જાણિ પ્રલિકાલે પરવરયા યેહવા દીસે શ્રી અવિનાશ ગિ,
ત્યમ કૌરવદલ સર્વ સામટૂ હણવાને આવ્યો પાશ રે.　　૩૦
એહવૂ રૂપ અસમ્ભવ દેખતા કૌરવ બ્રવ [૫૧]કાપ્યા ત્યાહે રે,
' હવે શી વિધિ કરશો ? ' રાય કહે 'કાઇ[૫૨]વિચારો મન માહિ રે '' ૩૧
ત્યારિ ભીમસ્વરૂપ દેખી કરી [૫૩]દલમા પડીગી ભંગાણુ રે,
ત્યારિ ગજ ઊપરિ ગજ નાહાસતા [૫૪]તે હોઆ રણુમાં, જાણુ રે ૩૨

---

૩૬ રણમા જાએ રે ૩૭ રક્ષા કરતા રાએ રે ૩૮ સમો રણ ૩૯ °કારેનો ૪૦ સીખર ૪૧ સરવે ૪૨ લોહ ગદા ઊડી શરી ૪૩ હોએ તાહા ૪૪ વલી ૪૫ સહુ આકદ કુલાહલ કરે અગલા ડાબા જાએ રે.'' ૪૬ વીચારે સરવ વાત રે ૪૭ આપણા માહે હસે કાઇ ઉતપાત રે. ૪૮. હણવા ૪૯ ધાઓ આવે છે ૫૦ જાણે કાલ એ પરવરો ૫૧. પામા તાપ રે ૫૨ વીચારોની આપ રે ૫૩ કૌરવ દલમા ૫૪ તેહવા તજતા પ્રાણ રે

નાહસિ રથ માહા સુભટના, ત્યાંહાં નાહાસિ બહુ અસવાર રે;
ધનુષ બાણુ કરયથી પડે, નાસતા તેણી વાર રે. ૩૩
[55]એમ સૈન્ય વિશસ્થલ સહુ થયૂં, પણુ કર્ણ તણે નહીં મન્ન્ય રે;
[56]એહવા ભીમ સાથે રણે રહી વઢિ, તેહવો કો નવિ દીસે અન્ય રે. ૩૪
ત્યારિ કર્ણ ભણી આવ્યા [57]સહી તવ કુન્તા કેરો જાત રે,
વિષ્ણુદાસ કહિ કયમ યુદ્ધ કરયૂ, તે માંડી કહૂં [58]વિક્ષાત રે. ૩૫
૭૬૮

---

## કડવૂં ૨૨ મૂં–રાગ વસન્ત

સઞ્જે કિહેઃ સુણ્યો, રાયજી રે! યારિ આવ્યો વૃકોદર વીર,
તવ સેના [1]સહુ કદન કરી રે રાષી મનમાં ધીર. ૧
ત્યારિ શલ્ય [2]કહિ કર્ણને રેઃ " ભીમ [3]કરિ ઉતપાત.
ઘણુ થઉ ક્રોધિ ભરયો રે, એહનો પુત્ર થયો રણપાત. ૨
વલી બીજૂં દુઃખ [4]અભિમન્યનૂ રે; એહનિ રદિ શાલિ ઘાય.
[5]તે ક્રોધ અહીં રણિ મૂકશે રે; તે માટિ નહીં જીતાય. ૩
આહાવૂં રૂપ ભયાનક એહતણૂં રે મિ નથી સાંભલ્યૂં કયાહારિ;
ધરયૂં હતૂં પૂર્વે સહી રે, શત કૈચક મારયા યારિ. ૪
ત્રૈલોક્ય વિષિ એહવો નહીં રે, કો રહિ ભીમ આગલિ આજ;
તે માટિ આંહાં આપણે રે શૂં ધટિ તે કરવૂં કાજ ? ૫
હૂ જાણૂ છૂઃ સત્ય માનયે રે, [6]એ હણુશે તુજને આંહાં.
તે માટિ રણ છાંડીએ રે, જો આવે [7]તવ મન માંહાં." ૬

---

૫૫. "એમ સરવ વીસલ થઈ: પણુ કરણને નહી મન રે."
૫૬. "એહવો ભીમ સાથે રણુ રેહેઃ એહેવો ન દીસે કો અંન રે." ૫૭. દીઠો.
૫૮. સાક્ષાત રે.

કડવૂં ૨૨ મૂં:—૧. સરવ નીકંદન કરી મનમા રાખી મત ધીર રે.
૨. વચન કેહે. ૩. કરસે માહા. ૪. જુધ અભીનનું. ૫. તે માટ ગદા
આરસેઃ તે કહીપેરે જીતાએ. ૬. એ કહુ તુજને આહે. ૭. વમારા ચીત માહે-

ત્યારિ હસિ કર્ણ મૂક્ષ ઊચરચો રેઃ હુ જાણૂં છૂં [૮]એહનો પ્રાણ;
આજ ભુવન ત્રણ્ય વિષિ મહી રે કો ન ખમિ માહરાં બાણ. ૭
પણ કેયક મારચા સામટા રે, દ્રુપદસુતાને કાજ્ય;
મૃત્યુ લક્ષ કરચ એહને રે તો કોણે ન થાએ ત્યાજ્ય. ૮
મૂને ઈચ્છા હુતી અતિ ઘણી રે, અર્જુનસૂં વઢવા કાજ;
જો પારથ મુજને મારતો રે કિ હૂં [૯]હણતો તેહને આજ. ૯
પણ વિચમા વિઘન હવુ સહી રે, ગત્ય દૈવતણી નિરધાર;
તે માટિ કલપ્યૂં [૧૦]નોહે મહી રે, હોએ હોનાર પદારથ સાર. ૧૦
આણુ [૧૧]એ રણિ મૂકીને રે હૂં એહને કરૂ અહીં વિગ્ર."
[૧૨]પછિ રથ ષેડો ઉતાવલો રે અર્જુન પાસે શીઘ્ર. ૧૧
ત્યારિ શલ્ય કિહિઃ "રુચતૂં નથી રે મૂહ્નેં વચન તાહારૂં આંહિ;
આજ યે એ સાહામો યુદ્ધ કરિ રે, તે પડિ સહી [૧૩]રણમાંહિ." ૧૨
"હાકય હવે રથ માહારો રે": કર્ણ વદિ મુક્ષ વાણ્ય;
"કયમ સિહિશિ શર માહરાં સહી રે રણમાં [૧૪]રહી નિરત્રાણ્ય? ૧૩
આજ ભુવન ત્રણ્ય વિષિ સહી રે [૧૫]કો ન ખમિ માહારાં બાણ!
સુરરાજ સમો પ્રાજિ કરૂં રે ત્યાંહાં કવણ ભીમ પ્રમાણ?" ૧૪
ત્યારિ શલ્ય ગાહાક્રોધિ કરી રે રણ રથ ષેડ્યો માહાવેગ;
સિંહનાદ કર્ણે કરચો રે, જાણિ [ગાજિ] દ્વાદશ મેઘ! ૧૫
ત્યારિ ભીમસેન દલને તજી રે ફરી ઊભો રહ્યો અવસ્યમેવ.
ત્યારિ રથ લાવ્યો ત્યાંહાં સારથિ રે, આરૂઢ થયો તતષેવ. ૧૬
ત્યાંહાં શઙ્ખ પરસ્પરિ [૧૬]પૂરીઆ રે, બહુ વાજે રણ્ય વાજિત્ર;
આણુ અપરિમિત પાડવી રે પેહનાં કનકપુષ વિચિત્ર. ૧૭
ત્યારિ કર્ણ ઊપરિ ત્રુટી પડચો રે રથ સાથે પવનકુમાર.
બહુ બાણે કરચો આકલો ને શત સહસ લક્ષ, નહીં પાર. ૧૮

---

૮. એહેનુ બલ પાણ. ૯. તેહને કરતો નાસ. ૧૦. નહી રે હસે પાંણ ૯. તેહને કરતો નાસ. ૧૦. નહી રેઃ હસે પદારથ હોનાર. ૧૧. ક્રોધે મુકીનેઃ હુ એહને કરૂ વીમે. ૧૨. "હુ રથ ષેડ...સીમે." ૧૩. તાહે- ૧૪. સહી. ૧૫. કોણ. ૧૬. કરીઆ.

ત્યારિ વૈકર્ત્તન[૧૭]મન્ય કોપીઓ રે: એક શર [૧૮]લીધૂ માહાકૂર;
[૧૯]ત્યારિ ભીમસેનના કર તણૂં રે તેણે ધનુષ કરયૂ ત્યાંહાં ચૂર. ૧૯
બીજૂં શર લીધૂં સહી રે, કરંચ ક્રોધ કરીનિ કાય.
તેણે [૨૦]સ્તનાન્તર ભેદૂં સહી રે; ત્યારિ આકુલવ્યાકુલ થાય. ૨૦
પછિ સ્વસ્થ થઇ રણમાં રહી રે ગ્રહ્યૂં ધનુષ અન્ય માહાપ્રૌઢ.
[૨૧]નિશિત બાણ મૂક્યાં સહી રે, ત્યારિ કર્ણ થયો દિગમૂઢ. ૨૧
પછિ સિંહનાદ કીધો સહી રે, તેણે કમ્પ્યા દશ દિગપાલ.
રથચક્ર થકી પ્રથવી ડગિ રે; જાણું આવ્યો પ્રલેકાલ. ૨૨
ત્યારિ કર્ણ ક્રોધ રદિ ધરી રે ત્યાંહાં મેહેલ્યાં બાણ અનન્ત.
ભીમ રદિ ભેદ્યુ જઇ રે, જાણ્યૂં હવડાં આણ્યો [૨૨]અન્ત. ૨૩
ત્યારિ કુન્તીસુત [૨૩]કોપે ચઢ્યો રે, થયો રુધિરમિ જાણ્ય;
"હવે દુષ્ટ હવડાં હણૂ રે;" એહવી મુક્ષથી બોલ્યો વાણ્ય. ૨૪
એક [૨૫]વજ્રમાર શર પે હતૂં રે, તે માધૂં ધનુપિ બાણ;
ક્રોધ સહિત મૂક્યૂ સહી રે, 'જાશે [૨૬]હરૂં કર્ણના પ્રાણ!' ૨૫
ત્યારિ શબ્દ પ્રચણ્ડ હવો સહી રે, જાણે ત્રુટી પડ્યૂં આકાશ!
સુર સર્વ [૨૭]રહ્યા એમ ઊચરિ રે: 'હવિ કર્ણ પમાડો નાશ!' ૨૬
[૨૮]સ્તનાન્તર શર ભેદીઓ રે, નિઃસજ્ઞ હવો ત્યારિ કર્ણ.
[૨૯]રથી તો રથ ઊપરિ પડ્યો રે, જાણે નિશ્ચે પામ્યો મરણ! ૨૭
[૩૦]ત્યારિ મદ્રાધિપ એહવૂં [દેખતાં] તેણે રથ્ય વાલ્યો તતકાલે;
લેઈ આવ્યો ત્યાંહાં કર્ણનિ રે, પછિ યાંહાં હુતો [૩૧]ભૂપાલ. ૨૮

૧૭. રવીતંન તે કોપીઓ. ૧૮. લીધો ક્રુર. ૧૯. તાણે. ૨૦. રૂદે ભેદુ કરણનુઃ તે આકુલ. ૨૧. સત બાણ સહી મુક્સે. ૨૨. આવ્યો. ૨૩. કોપે. સહીઃ નેત્ર થઆ રાતાં ચોલ. ૨૪. દુર્જનેઃ મુખથી બોલે બોલ. ૨૫. વજ્રસાર સજ હતુ તેઃ તે ભીમે ચઢાવુ બાણ, ૨૬. હણુા. ૨૭. એહેવુ બોલીઆઃ કરણને લીધો નાસ. ૨૮. આકુલવાકુલ થઓ સહીઃ રંણ મધે કરણ. ૨૯. રથ ઉપર તે તો પડો. ૩૦. "સલ એહવુ દેખતાંઃ રથ ચલાવ્યો તતકાલ."

ત્યારિ હાહાકાર થૈ રહ્યા રે કૌરવની સેના માંહિઃ
"આજ વૈકર્તન[૩૨] પ્રાજ્ઞે હવો રે, તો રહી સકિ કોણુ આંહિ ?" ૨૯
ત્યારે ભીમસેન આવ્યો ધશી રે[૩૩] દલ કૌરવ કેરે સકૂચ,
બાણુ ગદા[૩૪]પ્રાહારિ સહી રે સહુ મારી કીધૂં ભઙ્ગ. ૩૦
ત્યાંહાં મારચા મેગલ મલપતા રે; રથ ભાંજી કીધા ચૂર.
વહતાં બલ વાધ્યૂં સહી રે, જાણે [વાધ્યૂં] સાયર–પૂર ! ૩૧
અસઙ્ખ્ય તેજી ત્યાંહાં હણ્યા રે, તેહની કહી નિવિ જાઇ વાત.
[૩૫]ખર ઊંટ શકટ હણ્યા રે, રણ્ય કીધૂં [બહુ] ઉતપાત. ૩૨
નાહાસિ દલ દોહો દશ થકી રે, રણુમાં ચોભ્યૂં નવિ જાય.
ગજ ઊપરિ ગજ નાહાસતા રે, હય ઉપરિ હય ધાય ૩૩
રથ વાલ્યા ત્યાંહાં નવિ વલે રે; માહારથી હવા ગતપ્રાણ.
વલી ભીમ ક્રોધ ઘિદ્દિ ધરી રે ત્યાંહાં અસઙ્ખ્ય મૂક્યાં[૩૬]બાણુ. ૩૪

ઊથલો

અસઙ્ખ્ય મૂક્યા[૩૬]બાણુ રે. તેહની સઙ્ખ્યા નવિ જાએ લહી.
વિષ્ણુદાસ[૩૭]કહિઃ પછિ શૂં થયૂં રે રણિ, તે કથા બોલૂં[૩૮]સહી. ૩૫

૮૦૩

---

## કડવૂં ૨૩ મૂં–રાગ દેશાખ

ચોપાઇ

સઞ્જે કિહિઃ સાંભલ્ય, રાય ! તાહારા પુત્ર[૧] તણા ઉપાય.
[૨]ચમૂપતિ ભાગો યેણી વાર, રણુમાં શૂં હૌઊ તેણી વાર. ૧

---

૩૧. દુરજોધન. ૩૨. કરણ સરથો પ્રાજ્ઞે થઓ...તાહે. ૩૩. કૌરવ સેના સંગ. ૩૪. કરણ સરવ સેન કીધુ ભગ. ૩૫. બહુ નર હસ્તી મારી કરી કીધો માહા. ૩૬. મેહેલા. ૩૭. કેહે કથાઃ પછે સુ થૈ તે બોલુ સહી. ૩૮. બોલી અ.

કડવૂં ૨૩મૂંઃ—૧. પુત્રનો કહી મહીમાએ. ૨. "પછે કરણ ભાગો જેણી વાર તાર પછી રણુમા સુ હવુ નીરધાર."

દુર્યોધન-મન્ય દુઃખ ન માય રણમાં વાત વિચારે રાયઃ
"નિત્યે મૂજનિ કિહિતો કર્ણઃ 'હૂં' પાણ્ડવને પમાડીશ મરણ. ૨

સકલ યોદ્ધ શાહાનિ મોકલો ? હૂં પાણ્ડવ મારૂં એકલો.'
યેહ[ના] બલ કીરત્યની ક્ષાત, [3]સુરપતિ શરપો જાણિ વાત; ૩

ધરિ પાણિ યાંરિ કોદણ્ડ, ત્યારિ [4] ભય પામિ બ્રહ્માણ્ડ.
ધનુષ વિષે ગત્ય અધિકી હોય. એ આગલે નવિ માંડિ કોય. ૪

યેહના શર[5]તણો નિર્ઘોષ, માંભળતાં રિપુ પામે શોક,
તે આ[6]કર્ણની શી ગત્ય થઈ ? કૌરવ માત્રની કીરત ગઇ". ૫

એમ ટલવલવા લાગો માહારાજ "એકો[7] ન શીધૂં માહારૂં કાજ.
કર્ણ સમો નહીં ભૂતલ માંહી, તે મૂર્છા પામ્યો રણમાંહિ. ૬

ક્યાંહાં ગયા માહારા ભ્રાત[9]સુજાણ, યે રણિ લે પાણ્ડવના પ્રાણ" ?
એહવિ રથ્ય બિશી [10]તતષેવ, આર ભ્રાત રાયના[11]અવસ્યમેવ ૭

કરી પ્રણામ નિ ઉભા રહિ;[12]શૂર વચન રાય આગલિ કિહિઃ[12]
"સુખ મન્ય પામિ મહીપાલઃ અહ્મો સર્વનેર આણૂં કાલ. ૮

[13]શન આજ્ઞા આપો એક વાર ? પાણ્ડવ પાંચ મનાવૂં હારય".
દુર્યોધન કેહે "મેના[14]માથ્ય જઇ પાણ્ડવશૂં[15]મારો બાથ. ૯

[16]પાણ્ડવ-ભય અગાધ્ય દ્રહતોય, તેમાં કર્ણબૂડનો જોય.
તેહની રક્ષા કાજિ સહુ પરવરો; મનમાં ક્રોધ આભ્યન્તર ધરો.[17]" ૧૦

(એહવી) રાયતણી આજ્ઞા શિર ધરી આહારે જણ રથ્ય બિઠા ફરી.
લોહમિ કવચ ધર્યાં છિ અંગ્યઃ 'હવડાં સૈન્ય પમાડૂ ભંગ્ય. ૧૧

---

૩. સુરી નર જાણે તે સાક્ષાત. ૪. ભઅકાર થાએ બ્રમંડ. ૫. સંઘતણા. ૬. આજ. ૭. નવ સરૂ. ૮. 'કેમ પામો આહે. ૯. સુભટ. ૧૦. તે ષેવ. ૧૧. આવા. ૧૨. રહ્યા ..કહ્યા. ૧૩. "સેનને આગના આહો'દ્દાએ "પાચ પાડવની છઠું કાએ" ૧૪. સામો મુજકાજ. ૧૫. ને મારો આજ. ૧૬. આ કડી નથી. ૧૭. ધરિ. ૠ.

[૧૮]પાણિ ધનુષ લીધૂં વિકરાલ; ચાલ્યા ક્રોધ ધરી તતકાલ.
ત્યારિ[૧૯]મહીપત્ય મૂક્ષ આશી ઉચરઃ"જાઓ, પાણ્ડવને મારો શરિ." ૧૨
મનમા થર ધરી[૨૦]ઉદ્દેશ, ચાલ્યા રમગણ કરી દેવેશ.
પાણ્ડવ હણુવા કૈરી આસ' અનેક સૈન્ય રાક્ષૂં નિજ પાશ. ૧૩

[૨૧]યમ પતંગીઆ પાવકમુખિ પડિ દેપતાં આવી વક્ષે.
આવ્યા રણિ[૨૨]મનમા ધરી માન. ચ્યારેના કહૂં હવે અભિધાનઃ ૧૪
[૨૩]શ્રુતવાચક દુર્ધર માહાબલી, વિવસુ વિકટ ન સહિ કો કલી.
[૨૪]વલી ક્રોધને સમ બલવન્ત, ભડતાં યેહનો નાવિ અન્ત. ૧૫

રથ પાંચસેહે આગલ્ય કરી આવ્યા રણ્ય માંહાં ક્રોધ જ ધરી,
રથ સાઠચ નિ ગજ પચ્ચાસ, પ્ર[થમ] આવતાં કીધા નાશ. ૧૬
પછિ[૨૫]વિવસુ રણિ[૨૬]અલગો થાય. [૨૭]પાણ્ડવની સેનામાં જાય.
[૨૮]તેણે ભલપ્રૌઢ એક કરમાં ગ્રહી, હણ્યૂં સૈન્ય પાણ્ડવનૂં સહી. ૧૭

ત્યાગિ ભીમિ મૂકી એકજ ફાલ, રણમા[૨૯]તેહનો આણ્ગો કાલ.
કુણ્ડલ[૩૦]મુગટ સહિત શિરત્યાંહિ શોભિ પડીઆં અવ્યની માહિ ૧૮
[૩૧]તેહનિ હણ્યો જાણી સહુ ભ્રાત કરિ ભીમનિ માહા ઉપઘાત.
અસંક્ષ ભલ્લ ગ્રહી કરમાંહિ વીટચો[૩૨]ભીમ રહી રણમાંહિ. ૧૯
પછિ ભીમ ચગણ તણા બહુ પ્રાહારિ, ભગ્ન કરચા ત્યાંહા રાજકુમાર.
[૩૪]વાતભગ્ન દ્રુમ યેહવા હોય, તેહવા ત્યાહાં દીસિ[૩૫]સોય ૨૦

---

૧૮. ઓર...લીલા. ૧૯. દુરજોધન આસીસ ઓચરે" તમે.. મરે. ૨૦. ધરૂ આવેસ. ૨૧. જેમ પતંગ દીપક મુખ ભક્ષ, ૨૨. રણમા ધરી બહુ મામ તે ચાર જનના કહુ સુર નામ. ૨૩. "સુત વાચક દુરધર માબલી એ ચાર ભ્રાત રણ ચાલ્યા વલી," ૨૪. આ લીટી નથી. ૨૫. વીવીહલ અગલો. ૨૬. રણમા અ. ૨૭. પાડવ સેના માહે તે જાએ. ૨૮. "તેણે ગદા એક હાથે ધરી ચાલ્યો ક્રોધ ગ્રહેમાહા કરી." ૨૯. આણ્યો ચારેનો કાલ ૩૦. કવચ રહ્યા છે તાહે. ૩૧. "તેણે જાણ્યો હણ્યો સહી પ્રાત કરો સામે મહા ઊતપાત." ૩૨. વેધો. ૩૩. ભગ. ૩૪. વાઊથી દ્રુમ જમ ઊડી જાએ. ૩૫. છ કાએ.

[37]પછિ [વિકટ] નેસમ ઉઞે કુમાર, તેણે ભીમને કીધો પ્રાહાર.
મારિ ભલ્લ રંદિમાં બહુ; સેનાપતિ ત્યાંહાં જુધ[36]મહુ. ૨૧
પછિ ભીમિ ક્રોધ ધરી મનમાહિ, તહારા સુત સહુ મારચા ત્યાંહિ.
(ત્યારિ) હાહાકાર હવો તેણે સમિ, રુધિર પીવાનિ યોગ્યની ભમિ. ૨૨
અપર પુત્ર તાહારા યે વલી, નાહાઠા સહુ તે એકઠા મ્યલી.
ભીમસેનનૂં દેવી તન રહ્યા શૂર તેહનાં કમ્પિ મન. ૨૩
પછિ [ખૂંબ] પાડતા નાહાસિ(બહુ)યોદ્ધ. ત્યારિ કર્ણનિ હુયિ[38]પ્રતિબોધ.
સાવધાન[39]પછિ હૌઓ જાણી મદ્રાધિપશ્યું બોલ્યો વાણીઃ ૨૪
"અરિ સૂત ![40]હવિ અધક્ષણમાંહિ રથ આપણો હાકે ત્યાંહિ.
હણ્યૂં સૈન્ય દીસિ છિ ઘણૂં, રણમાં તાં નવિ જાઇ ગણૂં. ૨૫
રક્ષે રાયનિ થૈ હોઈ ઘાત ! કુશલ તણી[41]કાહો મુહે કો વાત."
ત્યારિ શલ્ય કિહિઃ "દુર્યોધન તણા વદતા ભાત પડ્યા અતિઘણા. ૨૬
હજી લગી દુર્યોધનરાય; રણમાં કુશલી છિ તેહની કાય.
તે માટિ, વૈકર્તન ! [42]સુણો, થાએ વિલમ્બ આપણે [43]ઘણો. ૨૭
જો એ આજ રણ્ય પાણ્ડવ મરિ, તો નિશ્ચે રાજ્ય[44]સયોધન કરે."
એહવૂં કહી રથ ખેડ્યો ત્યાંહિ,[45]વૈકર્તન આવ્યો રણમાંહિ. ૨૮
ભીમ આવતો દીઠો યમ્મ, સન્મુખ થૈ રથ લાવ્યો ત્યમ્મ.
સાહમસાહમા માહારથી મલ્યા, બલે કો નવિ જાઇ કલ્યા. ૨૯
માંડ્યૂ યુદ્ધ અપરિમિન મહી; મારિ બાણ[46]પરસ્પરિ રહી.
કર્ણે બાણ [મૂક્યૂં] એક કાલ,[47]વિરથ ભીમ કીધો તનકાલ. ૩૦
પછિ હશી[48]વચન સુક્ષ બોલો ત્યાંહિઃ"ભલિ કર્ણ ! તૂં આવ્યો આંહિ"
એહવૂં કહી કર ઝાલી ગદા રથ કર્ણનો ભાંયો તદા. ૩૧

૩૬. પછે વીકની સમ. ૩૭ જઇ અ. ૩૮. હવિ (?) અ. ૩૯. હવો કરણ જાણ. ૪૦. સલ. ૪૧. મુજને કેહે વાત. ૪૨. વીકતતન. ૪૩. આપણને. ૪૪. દૂરજોધન. ૪૫. વીકતતન કપો. ૪૬. અન્યોઅંન. ૪૭. વીકાલ. ૪૮. ભીમ બોલો.

પછિ સૈન્ય[૪૯]હણ્યૂં તે ઘણૂં, ગણી માન કહૂં તે તણૂં:
સાતસેહિ મોટા માતઙ્ગ હણી રણુમાં પછિ પાડચો ભઙ્ગ	૩૨

વલી સુબલપુત્ર[૫૦]નાના પઞ્ચાસ, તે સહુ પણુ ભીમે કીધા નાશ,
વલી એક શત[૫૧]રથ અલગા ગણ્યા, ગદાપ્રહારિ ભીમે હણ્યા. ૩૩

[૫૨]તેથા દ્વિગુણ ગણ્યા અસવાર, પદાતિનો નવિ લાભિ પાર.
[૫૩]ત્યાહાં રથી [૫૩] પાચશે આવ્યા સઙ્ક્રચ,
લોહમે કવચ ધરચાં યેહણે અઙ્કચ. ૩૪

અસઙ્ખત તેણે મૂકયા બાણુ ભીમસેનના હણુવા પ્રાણુ,
[૫૪] તોહે પણુ [૫૪] ભીમિ કરચા વિરૂપ,
[૫૫] ગદાપ્રહાર કો [૫૬] ન સકે સહી ભૂપ. ૩૫

વલી સુબલપુત્ર મન્ય આણી ગીસ મારચા યોદ્ધ[૫૭]સહસ્ર એકવીસ,
યેહનિ હાથે ગદા તોમર ને પાશ, રહ્યા ભીમનિ કરવા નાશ	૩૬

કો ગજ રથ હય ઊપરિ ચઢચા; આવી ભીમસેનદ્ધ ભડચા
[૫૯]તોહે પડ્યા ગદાનિ ઘાય રણુમા કોણે થોભ્યૂં નવિ જાય. ૩૭

[૬૦]હવિ કર્ણ ગયો રથ ખિશી ત્યાહિ, રાય યુધિષ્ઠિ હુતા યાહિ;
[૬૧]બાણુવૃષ્ટિ ત્યાંહા કીધી રહી તે વાર્તા ભીમિ રથ્ય લહી	૩૯

રથ–આરૂઢ થઈ અવશમેવ, ધાયો કર્ણ પ્રતિ[૬૨]તતષેવ
"કરે યુદ્ધ મુજ સામો રહી, રાય કનિ શૂં આવ્યો[૬૩]અહીં ?" ૩૯

એહવૂં કહી[૬૪]પરસ્પરિ[૬૫]સહી મારિ બાણુ અનોઅન્ય રહી
[૬૬]યમ સાયર મનમા ધીરય ધરી ગર્જિ[૬૭]વારિ અમોધિ કરી, ૪૦

---

૪૯ માર ૫૦ નાગજપાસ ૫૧. ગજરથ ૫૨ તેપે દુગણા અસ્વાર, પાલા તણો ૫૩ પછે ૫૪. તેહને. ૫૫ વીરથ ૫૬ ના થમે સમરથ. ૫૭. એકસોને વીસ. ૫૮. ભીમને સનતુઇ સડા ૫૯ તેહ પણ ૬૦. આ લીટી નથી ૬૧ ફરી વાણી કીધી. ૬૨. જાણી ૬૩ વહી. ૬૪ પેરે પેરે. ૬૫. સહી રહી ૬૬ જેમ સાએરમાથી રજ ધરી. ૬૭ વીર અપરમીત કરી.

[૬૮]યમ ઉભે નદી મન્ય આણી ગર્વ, જલિ કરી ત્રટ વ્યાપિ સર્વ,
ત્યમ કર્ણ ને ભીમ જ ભડે. પાણ્ડવ–કૌરવ–સેના પડે. ૪૧

ત્યારિ દુર્યોધનના યે માહારથી, નામ કહૂં તેહનાં હૂં કથીઃ
સુબલપુત્ર કૃતવર્મા જાણિ અશ્વત્થામા[૬૯]કૃપ પરિમાણ, ૪૨
[૭૦]એહ પ્રમુખ યેયે બલવન્ત, તે રણમાં આવ્યા ગુણવન્ત.
ત્યારિ પાણ્ડવના યેયે માહારથી, તેહના રથ લાવ્યા સારથિ. ૪૩
એમ પરસ્પરિ માંડ્યો સઙ્ગ્રામ, લેતા વીર અનોઅન્ય નામ.
અશ્વે અશ્વ, ગજિ ગજ સોય, રથી માહારથી[૭૧]ભડતા જોય. ૪૪
બાણવૃષ્ટિ ઊભા ત્યાંહાં કરિ; અતિ સૂગાતન મનમાં ધરિ,
[૭૨]પ્રાસ સાંગ્ય[૭૩]મહૂર ભીંડીમાલ વાગિ, ભૂમિ પડે મહીપાલ. ૪૫
ગદા[૭૪]ભલ્લ ફરશી તરુઆરિ ભડિ વીર, તેહનો ન લહૂં પાર.
બાણવૃષ્ટિ છાહ્યો આકાશ, પરે વીર તે પામે નાશ. ૪૬
રુધિર તણી ત્યાહાં સરિતા વહિ; પડે યોધ યે રણમા રહિ.
માઞ્સ તણો કર્દમ ત્યાંહાં બહુ,[૭૫]કરતા વીર અનોઅન્ય સહુ. ૪૭
[૭૬]વાયસ ગૃધ્રવ હર્ક્ષા અતિઘણૂં કરિ ભક્ષ[૭૭]આમિષ જ તણૂં.
[૭૮]અદષ્ટપૂર્વક એ સઙ્ગ્રામ તારકામય યેહનૂં છિ નામ. ૪૮
એહવિ દિનકર (શિર) આવ્યા અવશ્યમેવ,
ત્યારિ ક્ષણ એક યુદ્ધ તજ્યૂં તતપેવ.
[૭૯]મન્ધ્યાકાલ મધ્યનો લહી તજ્યો મઙ્ગ્રામ પરસ્પરિ રહી ૪૯

---

૬૮. "જમ મેઘ વરસેઃ આણી ગરવ, જયમે પ્રથવી થાએ સરવઃ તે રીતે ભીમ ભડે." ૬૯. કૃપાચારજ પ્રમાણ. ૭૦. કૌરવના જે વીર બલવત. ૭૧. ભડે સહુ કોએ. ૭૨. ફરસી. ૭૩. મદગલ. ૭૪. "ગદાગદ આવે નીરધાર, પડે વીર મન પામીને ત્રાસ" ૭૫. મરતા ૭૬. પક્ષી વાએસ ઇરના સહુ ઘણુ. ૭૭. તે મનુરાજ તણું. ૭૮. "અદ્રષ્ટ કરંણ હવો, આરંભ જેહનું." ૭૯. આ લીટી નથી.

ત્યાર પછિ રણિ શી ગત્ય થાય, સઞ્જે કિહિઃ સાંભલ્ય, રે રાય!
હવિ કહૂં યુધ સંસપ્તક તણૂં અર્જુન સાથિ વઢિ યે ઘણૂં. ૫૦
૮૫૩

---

## કડવૂં ૨૪ મૂં—રાગ કેદાર ગોડી

સઞ્જે કિહિ સાંભલ્ય, શુભમતિ! વઢિ કર્ણ [ત્યાંહાં] સેનાપતિ.
સંસપ્તક માથે અર્જુન કરિ યુદ્ધ સ્થિર રાખી મન.
[1]ત્યાહા ગાઞ્જીવ કેરા નિર્ઘોષ સુણી [2]રણમાં વીર ધરિ શોક.
[3]ત્યાંહા પાર્થે રણ્ય ઊભા રહી સંસપ્તક શેષ કરયા સહી. ૨
એહવે સુશર્મા આવી મલ્યો, [4]જે યુદ્ધિ નવિ જાએ કલ્યો,
તેણે બાણવૃષ્ટિ કીધી ત્યાહિં, અર્જુનને ઢાંકયો [5]રણ માંહિ ૩
ત્યારિ પાર્થ હવો વ્યાકુલ-કાય; [6]પૂઠે-થા સંસપ્તક ધાય.
ત્યારિ પ્રકટ થયો પારથ ત્યમ, જાણે મેઘથી આદિત્ય યમ્મ, ૪
વલી નવિ બાણે[7] ગાયે સહી, મારયો અર્જુનને ઊભાં રહી.
વલી ત્રણ્ય બાણ[8] માહાક્રૂર ધરી મારયા યદુનન્દનને યત્ને કરી. ૫
એક[9]ભલ્લ ગ્રહી હસ્તિ પ્રૌઢ છેદી ધ્વજા કરચો દિગમૂઢ.
ત્યાહા [10] ગયો હરિવર ક્રોધિ ધરી,
ત્યાહાં નાહાઠા યોદ્ધ સહુ[11]આફણી. ૬
ત્યારિ સુશર્મા[12] હાકે રહ્યો આવી કૃષ્ણ મહિત[13] રથ ગ્રહ્યો.
ત્યારિ શંખનાદ કીધો નાથ, સંસપ્તકનો નાહાઠો[14]સાથ્ય. ૭
સર્પાસ્ત્ર મૂકી કીધો રોધ, અર્જુને બાંધ્યા [15]સાહ્યા યોધ
ચયૂં સુશર્માનિ રણિ જાણઃ તેણે મૂકયૂં ગરુડ તણૂં બાણ, ૮

---

કડવૂં ૨૪ મૂંઃ—૧. બહુ વાજા ગાણ્ડિવના. ૨. વીર પમાડે સોષ. ૩. "અરજુન સાહામો ઊભો રહી સંસપ્તક તાહા આવો સહી." ૪. તે તો બલે નવ. ૫. દલ ૬. સંસપ્તકની પુઠે. ૭. બાણ મુકયા. ૮. માત્ર ક્રૂરી, મારા જોધને ક્રોધે ભરી ૯. સ્થાન હસ્તી. ૧૦. ગાજે હરીવંસ. ૧૧. આગ્યા ફ્રરી. ૧૨. ફ્રેડે. ૧૩. અરજુનને. ૧૪. લેઇ સાથ. ૧૫. સરવ.

[૩૫]ત્યારિ રાય કહિઃ "સામ્પ્રત થાઉ. સહુ શીઘ્ર મલી સાહમા જાઉ."
ત્યારિ કતવર્મા નિ કર્ણ વલી[૩૬]કૃપ અશ્વત્થામા સક્રિય મલી. ૨૦
વલી ઉલૂક ને સૌબલરાય, શીઘ્ર નામી સહુ તમર થાય.
"રથ ગજિ[૩૮]ધનવત રણમાંહિ જાણું, હવિ પાર્થ આવ્યો આંહિ" ૨૧
એહવું કહીનિ મૂક્યા બાણ ઘણાં, ત્યારિ નાહાઠાં દલ પાણ્ડવ તણાં.
વલી યૂથ અપરમિત થાય; સઞ્જે કહીઃ[૩૯]તે સાંભસ્ય, રાય! ૨૨
૮૭૫

---

## કડવું ૨૫ મું–રાગ કલ્યાણ[૧]

સઞ્જે વાણી બોલીઆ; તૂં સાંભલ્ય રે ધૃતરાષ્ટ્ર સુજાણ!
રાય દુર્યોધન રણ વિષિ આવીને રે એહવી બોલ્યો વાણ્યઃ સઞ્જે. ૧
"ધર્મ રહિ ક્ષત્રિ તણો, એહવું જાણી રે[૨]વઢ્યો આંહિ.
નિશ્ચિ જય તહ્મો પામશો; હૂં જાણું છું રે મનમાંહિ. સઞ્જે. ૨
પાણ્ડવનિ રણ્ય મારશો તહ્મો, કરશો રાજ્ય અવશમેવ.
અથવા રણ્ય પડશો તહ્મો તો સ્વર્ગી રે થાશો તતષેવ. સઞ્જે. ૩
દેવ તણી દેવાઙ્ગના તે આવી રે વરશિ સાર.
પછિ નાનાવિધિ ક્રીડા સહોરે તેશૂં કરશો રે ત્યાંહાં નિરધાર સઞ્જે. ૪
એહવા સ્વર્ગ તણા સુખ સાધવા રણિ મારો રે કુન્તાજાત.
[૩]તમ પૂઠે હૂં આવીશ સહી;" ઇમ કિહિ છિ રે દુર્યોધન વાત. સઞ્જે. ૫
ત્યારિ કર્ણ[૪]પ્રમુખ જે માહારથી, તેણે રણમાં કીધો સહ્રાર;
પાડ્યૂં દલ પાણ્ડવ તણું, તેહનો[૫]જોતા રે નવિ લાભિ વાર. સઞ્જે. ૬
ત્યારિ ગાણ્ડીવધર આવ્યો ધશી, તેણે મૂક્યાં રે બાણ અનન્ત.
કૌરવની સેના હણી, તેનો નાવિ રે કાંઇ ગણતાં અન્ત સઞ્જે. ૭

---

૩૫. દુરજોધન કહે સહુ સાપ્રદ થાસો તમો સરવ મલીને જુઓ."
૩૬. કતબમા. ૩૭. સાંપ્રદ. ૩૮. અસ્વ. ૩૯. સાંભલીએ.
કડવું ૨૫ મું:—૧. વેરાડી. ૨. "વઢ્યો" નથી. ૩. તારપુઠે અમો આવીસુ. ૪. દુરજુધ સારથી, તેણે કીધા રણસંધાર. ૫. નાં જાણું માર.

એહવિ ભીમ દ્રિષ્ટે પડ્યો ત્યારિ હરક્ષો રે પારથ વીર;
"કુશલ વાત સહુની કહો,[7]માહારા ભાઈ રે વૃકોદર વીર !" સજ્જે. ૮
ત્યારિ ભીમ કહેઃ "કર્ણે રહી માહા કીધો રે રણમાં ઉતપાત;
રાય[8]પમાડ્યા મૂર્છા; બહુ સેનનો રે કીધો ઘાત." સજ્જે. ૯
પછિ પારથ કહેઃ "દર્શન કરૂં એક વાર જ રે ધર્મકુમાર
[9]ત્યારિ પૂઠે રણમાં રહી બહુ સૈન્યનો રે વાલૂં સહ્વાર." સજ્જે. ૧૦
શિબિર વિષે આવ્યા સહી રથ ખેડી દીનદયાલ.
આલિંગન દીધૂં સહી આદરશૂં રે ઊઠી મહીપાલ. સજ્જે. ૧૧
જાણ્યૂં-કર્ણ હણીને આવીઆ; બહુ દીધૂં રે માન-સન્માન.
રુધિરે અંગ લેપન હતાં, એહવા દીઠા રે અર્જુન-ભગવાન. સજ્જે. ૧૨
"તમ વિન કર્ણ મરે નહીં; માહા મોટું રે કીધૂં કામ.
જય હોએ રણ્યે આપણો, હૂં પામ્યો રે મનમાં અભિરામ. સજ્જે. ૧૩
સકલ[10]અસ્ત્રવિદ્યા તણૂં યે લેહતો રે જ્ઞાન-વિવેક.
દુર્યોધનના[11]હિત વિષિ મૂક્ષ ચાતો રે પોતે એક. સજ્જે. ૧૪
[12]સર્વ લોક સુરનર વિષિ નહીં એહવો રે કો માહાબલવન્ત,
[13]રાખિ કર મસ્તકય ધરી બહુ કીધો રે માહા ગુણવન્ત. સજ્જે. ૧૫
પાવક શરષો પ્રજ્વલે[14]તેજસ્વી રે જાણિ અર્ક અપાર.
વાયુ થકી ગત્ય અતિ ઘણી, સુણ્ય પારથ[15]રે ! સારોદ્ધાર. સજ્જે. ૧૬
દુર્યોધન શરષો[16]સહી નિધિ શરષો રે ગમ્ભીર સુજાણ,
[17]વજ્રસાર સરખૂં નવિ ભેદે રે યેહનિ એકા બાણ.' સજ્જે. ૧૭

---

૬. મારા. ૭. માણ ભડ મકોદર ધીર. ૮. મુરછા થઇ થઇ, સહુ સેના કીધી નીપાત. ૯. "પાપ માટે પ્રથવી તણુ, ભારથનો ઊતરે ભાર." ૧૦. કલા વિદ્યા તણું જે જાણે સરવે ગ્નાન ૧૧. ન હેત કારણે કરણ ધરતો અભીમાન. ૧૨. "વીદા પામો હરીકનેઃ એ ભણો ફરસરાંમની પાસ." ૧૩. "તે માટે બલવંત છેઃ તમે જાણો રે અવિનાસ." ૧૪. જાણે ઊગ્યા અરક. ૧૫. તુ નીરધાર. ૧૬. કો નહી રેઃ કો ગુણ ગંભીર. ૧૭. "તે બલ કરી અરજુનજી, કેમ વેધારે બાણ."

યોધ સર્વ રણ્ય દેખતા મુજ ઊપરિ રે ધાઓ અવસ્યમેવ
ધ્વજા છેદી રથ ચૂર્ણ કરચો,[18]માગ્યો માગથિ રે વેગે તતપેવ મન્જે ૧૮
શર ભેદ્યા [19] વપુ માહરે કર્યો આતુલ રે બ્યાકુલ દેહ
કહિણ વાયક મૂજનિ કહ્યા મહુ[20]સુણતાં રે કહુ ત્રુટે તેહ મન્જે ૧૯
ભીમ ન હત તો માહારી થી થાતી રે ગત્ય ઉદાર ?
[21]તે કહો કયમ માર્યો મહી રણમધ્યે રે સુતકુમાર ?" સન્જે ૨૦
૮૯૫

## કડવું ૨૬ મું–રાગ કેદારો

સન્જિ કહિ સાંભલ્ય, રાય ! તાહારા પુત્રનો મહિમાય
યમ થાય દારણ યુદ્ધ તે રણ વિધિ રે
વલી ધર્મ કહે પારથ ! સુણે, કર્ણ તણો મહિમા ઘણો,
સાહામણો દીસે રણિ, જાણે કેશરી રે !
ઢાલ–કેશરી સરખો માહાસુભટ, સહુ યુદ્ધ તણી ગત્ય જાણિ
તે આજ કૃષ્ણ સહિત અર્જુન વિન તેહનો અન્ત કોણ આણિ ? ૩
ભીષમ દ્રોણ વઢ્યા એ આદિ તેણે હૂ ઊગાર્યા
પણ કર્ણ નિશઙ્ક થઈનિ, મૂજને રણમા મારચો ૪
અતિ બલ સહિત રદિ શર ભેદ્યા, વ્યથા ઘણી મૂહ્ને થાય
તે પાપી મારચો તિ, અર્જુન ! મૂજ મન્ન હરિખ ન માય ૫
શ્રીભગવન્તની ક્રિપાથી, પારથ ! હૂ ઊગર્યો તતખેવ
ઘણી ક્રિપા કીધી ભગવન્તિ, યશ આપ્યો અવશ્યમેવ ૬
ચૌદ વરસ વનમાહિ વસતા આનન્દિ દિન જાય
એક દુખ મોટૂ હતું યે કર્ણ નહી જીતાય ૭
સૂતા બેઠા રયણી દિવસે નિત્યકર્મ આચરતા,
સ્નાન દાન દેવાર્ચન કરતાં ધ્યાન હરિનૂ ધરતા ૮

---

૧૮ રણ માહે તત° ૧૯ બહુ માર મારો ૨૦ સુણતા તેહ ૨૧. કહેવો તમો અરજુનજી કયમ મારો રે.

✓[1]વલી યે યે કાર્ય કરૂં હૂં ત્યારિ ત્યાંહાં દેખૂં કર્ણ.
ભલૂં થયૂં શ્રીકૃષ્ણ-પ્રતાપે પાપી પાંમ્યો મરણ. ૯
ષરૂં અકૂં કૌરવનૂં કરતો દુર્યોધન-હિતકારી.
કિહિ, રે અર્જુન ! તેહ કર્ણનિ ત્યિ કિમ.નાક્ષો મારી ? ૧૦
સભા મધ્ય આણી પઞ્ચાલી કેશ ગ્રહીનિ યારિ,
સકલ રાય સુણતાં તે પાપી એહવૂં બોલ્યા. ત્યારિઃ ૧૧
'ત્યજ, કૃષ્ણા ! કુન્તાના·સુતનિ, યે દુર્બલ થયા દીન.
·આજ રથકી તૂં નિશ્ચે માનેઃ યરા થાશે એહનો હીન.' ૧૨
એહવાં વચન સભામાં બોલ્યો; મનમાં નાણી લાજ.
નિજ પાપી લીધો રણ્ય પડીઉ; સારચાં હવિ [અઘ] કાજ. ૧૩
એ આવ્યો રણમાં યારિ વઢવા લેતો તાહારૂં નામઃ
'કો મુજને અર્જુન દેષાડો, આપૂં તેહેને ગ્રામ;' ૧૪
દુર્યોધનનિ પ્રાંણ થકી યે અધીકો સુત કુમાર,
એહના બલ માટિ આપણ્ય વીર કરયૂં નીરધાર, ૧૫
તે કયમ કર્ણ પડયો રણ મધ્યે અર્જુન તાહારે બાંણિ ?
સાંભલતાં આનન્દ ઉપજે; રાન બોલે મૂક્ષ વાંણિ !" ૧૬
ત્યારિ પાર્થ કહેઃ "સુણ્ય, રાજા ! રણમાંની યે વાત,
કર્ણ તજી સંસપ્તક સાથે જઈ વઢયો બહુ ભાત. ૧૭
સબલ યુદ્ધ કરયું તે સાથે મૂક્ષ કહૂં નવિ જાય,
સહસ્ર લક્ષ અપર્મીત દલ મિં રહી મારયૂં, રાય ! ૧૮
ત્યમ સંસપ્તક કેરી સેના મિં રહી રણ પાડી;
ચઢયો મેઘ આકાશ વીષિ યમ નાખિ પવન ઉડાડી. ૧૯
ત્યાંહાં રથકી તવ દર્શન કરવા હેલાં આવ્યો આજ,
તે માટિ કાંઇ શીઘ્ર થઈ વલી આજ્ઞા દ્યો, માહારાજ !" ૨૦

---

૧ કડવા ૨૬ માથી નકામું લંબાણ થાય તે દૂર કરવા પાઠાંતરો જતાં કરી સં. ૧૬૯૬ની પ્રામાણિક પ્રતને આધારે આખર સુધીનૂં સમ્પાદન કરવામાં

સંપાદક

ત્યારિ રાય યુધિષ્ઠિર એણી પિરિ બોલ્યા મહાક્રોધ મન્ય આંણીઃ
"કર્ણ આગલિ ભય પામી નાહાઠો મનમા નીખિ જાંણી. ૨૧
ચૌદ વરસ યારિ વનમા વશીઆ તહીની આશા તાહારીઃ
'એક અર્જુન કૌરવ સઘલાનિ હેલા નાખિશિ મારી' ૨૨
યમ ઘ્યાન સકલ પ્રથ્વીમા વાવી કરિ મેઘની આસ,
વૃષ્ટી સમિ અઙ્ગાર વૂઠા, કપી હવા સહુ નીરાસ, ૨૩
તે ગત્ય સર્વ થઇ આહા માહારિ; દૈવ કરે તે સાચૂ.
યાહાં લગી કર્ણ રહ્યો રણિ જીવે ત્યાંહાં લગિ કારણ કાચૂં. ૨૪
અરે દુષ્ટ! તૂ જન્મ્યો યારિ વાણી હવી આકાશઃ
'સુર સાથિ સચીપત્ય જીતી પાણ્ડવ કરશિ નાશ. ૨૫
બાણાવલી બીજો એ શરષો નહી કો અબ્યની માહિ.'
જન્મસમિ આકાશ રહી સુર એહવૂ બોલ્યા ત્યાંહિ. ૨૬
'ક્ષમાવન્ત જાંણિ પ્રથ્વી શરષો, ધૈર્ય વીષિ જાંણે મેર,
ચન્દ્ર સૂર્ય તારામણ્ડલ યે દે પાષલિ ફેર. ૨૭
કાન્તી અત્રી તણા સુત શરષો, ગત્ય પવનના શરષી,
સુભટ–હાથ્યથી આયુધ પડશે સ્વરૂપ એહવૂ નીરષી. ૨૮
તેજે અર્વ સમો, ધનપક્ષે કૂવેર શરષો ભાસિ,
શૌર્યે શક્ર સમો સ્થિર અંશે વિષ્ણુ રહ્યા જાણિ પાસિ. ૨૯
અહો કુન્તાસુત! કિહવો તાહારો બલ અમોઘ અપાર!
જાંણિ અદિતિનાં ઉદર વીષે રે આદ્ય વિષ્ણુ–અવતાર! ૩૦
સ્વપક્ષનો પ્રતિપાલક થાશે રિપુકુલ–ઘાત–વિનાશી,
સદા નિરન્તર સૂત થઇ રથ્ય ગ્રિહિશિ શ્રીઅવિનાશી. ૩૧
પાણ્ડુરાયના કુલનો અઙ્કુર પ્રગટ થઓ એ આજ;
એહને મૂક્ષ રાષી નારાયણ સઘલાં કરશિ કાજ.' ૩૨
ત્યારિ ગયા દેવ સ્વસ્થાંનકય (જોનાં) કહીને એહવી વાતઃ
'આજ તે વચન થયાં સવ મિથ્યા શો ઘટિ ઉત્પાત?' ૩૩
એહવાં વાયક સાંભલતાં મુનિજન હર્ષા હૈડા માહે;
કુશુમ પૂષ્પ અક્ષત લેઈ તાહારી પૂજા કીધી ત્યાંહિ. ૩૪

ત્વષ્ટા-કૃત સ્યન્દન એ તાહારે, ધ્વજા વીષિ હનૂમન્ત.
અનેક અસ્ત્રના ઓઘ પરે પણું રથનો નાવિ અન્ત. ૩૫
અનિ તૂણી દત્ત-વરુણ બિ ભાથા પૂરણ-બાંણ,
અગ્નિદત્ત ગાણ્ડીવ ધનૂંષ તે સમ તાલ પ્રમાંણ. ૩૬
ષટ્કે વિચિત્ર સુરિ સ્યલી આપ્યૂં હેમરચિત-ભાસિ.
હસ્ત વીષિ ધરતાં રણ મધિ વિપક્ષ સઘલા નાહાસિ. ૩૭
રથ હાકિ શ્રીયુદુનન્દનજી ત્રિભોવન કેરો રાય,
તે કાં કર્ણ આગલિથી નાહાઠો વ્યાકુલ થૈનિ કાય ! ૩૮
જો થોભત તો કૃષ્ણ હણત એ કર્ણ માહાબલધારી,
પણ કાયર થઈ રથ સાથે નાહાઠો પૂછ્યા વીન અવિચારી. ૩૯
ધીક્ રથ ધીક્ બલ ધીક્ યશ તાહારો ધીક્ કરચ ઝાલ્યૂં ચાપ,
યે ક્ષણમાત્ર વૈકર્તન આગલિ સક્યો ન રાષી આપ.  ૪૦
આપ્ય હવિ, ગાણ્ડીવ ધનૂષ કો સુભટ ધરિ યે પાંણ્ય."
માહાક્રોધ ધરી પાર્થશૂં મહીપત્ય બોલ્યા વાંણ્ય. ૪૧

ઊથલો

મહીપત્ય બોલ્યા વાંણ્ય રે ત્યારિ અર્જુન દુઃખ મનમાં ધરિ;
વિષ્ણુદાસ કેહિ: તે સાંભલીને વલતો પારથ શું ઉચરિ. ૪૨

૯૩૭

શદિ પડ્ગ લીધૂ હાથમા છેદવા રાયનૂ શીસ,
ગયો ઘાત કરવા યુધિષ્ઠિરને, ઝાલ્યો ધશી જગદીશઃ ૪
"અરે અર્જુન! દુષ્ટમત્ય કા કરી વીર અજાંણ્યુ?
નિય ભ્રાત યેષ્ટ તણો અહી કો કરિ આવી પ્રાણ્યુ? ૫
આજ હરીષકાલ વીષિ સહી કો કરિ એહવૂં કર્મ!
રાય યુધિષ્ઠિરને મારતા નવિ રહિ તાહારો ધર્મ. ૬
એ સત્યવાદી ધર્મતત્પર જાત નહી કો માંત્ર,
એ–શૂં દ્વેપ આણે તે પડિ કુમ્ભી વીષે, સુણ્ય, મિત્ર! ૭
તો ખડ્ગનિ કરમાં ગ્રહ્યૂ, મૂહ્ને કિહિ, પારથ! વાત,
તૂં અજાણિ એ કાર્ય કરત તો દુષી થાતી તાહારી માત." ૮
અર્જુન તવ બોલ્યો રહી મન્ય ક્રોધ આણી કાયઃ
"સુણિ કઠીણ વાયક બહુ કહ્યા તમ દેવતા, યદુરાય! ૯
કહ્યુઃ 'આપ્ય ગાન્ડીવ અંન્યનિ યે સુભટ બલીઓ હોય.
તૂં શૂં ધરિ રહી રણ વીષે કર્ણથી ભાગો સોય?' ૧૦
મિ પ્રતિજ્ઞા પૂર્વિ કરી, યદુનાથજી! અવિધારયઃ
'ગાન્ડીવ માહારૂ ત્યજાવી તેહને મારવો નીધાર.' ૧૧
એહવૂં સત્ય વાયક માહરૂ મિ સત્ય કરવૂં આજ.
તે માટિ એહને આહા હણી પછિ કરૂ બીજા કાજ. ૧૨
એ રાય પાપી અધર્મી કાયર મૂઢ અજાણ,
શૂ લહે ગત્ય રણ્ય યુદ્ધની યે વદે એહવી વાણ્ય? ૧૩
એહને હણી વજ્ર થઈ પછિ ત્યજું મનનો શોક.
પછિ પડ્ગ જઈ રણ યુદ્ધ વીષિ તો લહું ઉત્તમ લોક. ૧૪
હવિ તહ્મો યે કોહો તે કરૂ હું વચન અઙ્ગીકાર.
સત્યવચન કે ભ્રાત અધિકો વિચારો નીરધાર. ૧૫
અજાણ્યુ કાંઈ નથી તમને, પ્રભુ શ્રીમાહારાજ!
મેહવી આજ્ઞા દ્યો મૂજ પ્રત્યે તેહવી કરૂ હુ આજ." ૧૬
ત્યારિ કૃષ્ણ કહિ "પારથ! સુણો, હુ કહું વાયક સત્ય,
એ સુક્ષ્મગતિ છિ ધર્મની તે કો ન જાણે ગત્ય ૧૭

હીંસા સમૂં પાતક નથી, તૂં જો વિચારી આપ.
રણ્ય રચ્યા વીન જો મારીઇ તો પ્રૌઢ લાગે પાપ. ૧૮
ભય થકી રણથી પલે વા શસ્ત્રવ્યોહોણો યોધ,
એહવા રિપુને યે હણે મન વીષિ આંણી ક્રોધ, ૧૯
અથવા હોએ વલી યશન કીધૂં, નારચ કે વલી બાલ,
રથ ભમ્ન થયો, રહ્યો પાંણ્ય જોડી તેહનો આંણે કાલ, ૨૦
અથવા મદિ ઉન્મત્ત હવો, અથવા રહ્યો વલી શર્ણ્ય,
એહવા રિપુને ક્રોધ આંણિ યે કો પમાડિ મર્ણું, ૨૧
તે ઘોર દારુણ નર્કમાં નીશ્ચિ પડે નીર્વાણ્ય.
એહવો ધર્મ રણમાં સુભટનો તૂં, પાર્થ! નીશ્ચિ આંણ્ય. ૨૨
એ ધર્મ રાજા ભ્રાત તાહારો, ગુરુ તણો અધિકાર,
કર્ણેં હણ્યો રથ રાયનો પછિ કરચો અદ્ભુત માર. ૨૩
એ શર્ણું ઈછિ તાહરે, તુ વીના રાષિ કોણ ?
કર્ણનિ પારથ હણે, એહવૂં કરચું પૂર્વિ પોણ. ૨૪
એહનિ મારવા તત્પર થયો એ કોણ તાહારો ધર્મ ?
બહુ વીર સુણતાં કરિ નીંદા દેષી તાહારૂં કર્મ. ૨૫
સત્ય સમૂં કાંઇ છિ નહી. સહુ સત્યનિ આધાર.
પણ પ્રાંણસંકટ પડિ યારિ ત્યારિ નહી અધિકાર. ૨૬
અથવા પડિ સંકટ બહુ દ્વિજ ધેનુ બાલક નારચ,
અથવા વીહીવા બ્યાપારમાં સત્ય ન બોલાઇ ત્યારચ; ૨૭
તો તેહનૂં પાતક નહી, શ્રુતિ શાસ્ત્ર બોલિ વેદ,
તો નીરચક રાજા તણો તૂં કાં કરિ અહી ભેદ ? ૨૮
તાહારી પ્રતિજ્ઞા જાશિ નહી, ચીત વીષિ આણે જ્ઞાંન.
હું સત્ય ઉપરિ અતીહાસ કહું," એમ વદિ શ્રીભાગવાંન. ૨૯
"મૃગવ્યાધ એક (એક) વનમાં વસે, તેહનૂં બલાક એહવૂં નામ.
તે માત તાત ને પુત્ર ભાર્યા પોપવા કરિ કાંમ. ૩૦
ધર્મ પોતા તણો પાલિ સત્યવાદી ત્યાંહાં.
નહી રીસ કો ઉપરિ કદા, આનન્દ ચીત મનમાંહાં.

એક દિવસ વનમાં નીસરચો મૃગ મારવા અવશ્યમેવ:
'માહારૂં કુટુંબ ભૂખ્યું સર્વ બિશિ રહ્યું છિ તતપેવ: ૩૨
એહવૂ કહી વનમાં ભમિ જોતા મૃગ તણી કહીં ભાલ,
એહવિ અપૂર્વ કો તાપસ ત્યાંહાં દ્રષ્ટિ પડ્યો તતકાલ. ૩૩

તેહનિ પુછ્યૂં: 'આંહાં કો મૃગ ગયા? તૂં કહિ સત્ય પ્રમાંણ.
હું આજ અહી તેહનો વધ કરૂં મૂકી બહુવીધી બાંણ.' ૩૪
તે અસત્ય વાયક ઉચરચો: 'ગઈ નથી કો મૃગપાંત્ય.
જા અહી થકો વેગિ કરી. કાંઇ મ પૂછીસ મુજ વાત.' ૩૫

ત્યારિ વ્યાધ ત્યાંહાંથી વલ્યો પાછો. ઉગરચા મૃગ-પ્રાંણ.
વલી વન વીધિ આવ્યો ફરી જોતા હવો અહી બાંણ. ૩૬
એક શ્વાન ત્યાંહાં સુતો હતો કરી ઉદર કેરૂં પાંન,
બાંણ મારચું તેહનિ મનમાં ધરી બહુ ગ્યાંન. ૩૭

તે સત્ત્વ મારી લેઇ ગયો નિજ પિતા કેરે પાશ.
પાંચ્ય જોડી રહ્યો ઉભો દેઈ બહુ આશ્વાસ. ૩૮
ત્યારિ તાત કહિ: 'રે સત્યવાદી! સત્ય છાંડ્યૂ આજ.
મૃગ હણવા પાષિ નાવતો. આજ નથી તાંહારૂં કાજ.' ૩૯

પરિત્યાગ સુતનો કરચો તેણે, પછિ આવ્યાં યાંહાં છિ અન્ધ.
નિજ તાત નિ પોતા તણો પછિ કહ્યો સત્ય સમન્ધ. ૪૦
પછિ રુષી તણા ઉપદેશથી તેણે તર્યાં ચાપ નિ બાંણ.
બેહુ જણિ મનમાં વિમાંશી તજ્યા તતક્ષણ પ્રાંણ. ૪૧
વિમાનિ બિશી સુરસદન્ય જાતા હવા તતપેવ.
અહીં સાકૃત કહ્યો મહિમા જાંણુગે અવશ્યમેવ. ૪૨

સત્ય વચન બેહુ પૂજતે ઉગરચા પ્રાંણી ત્યાંહિ.
સત્ય ગયાથી હીંસા અધિક તૂં જાંણુયે મન માંહિ. ૪૩
સત્ય રાખતાં વધ થયો પ્રાંણી, તે કહું અતીહાસ.
તે સત્યથી અનૃત્ય ભલૂ જેણે જીવન પામિ નાશ. ૪૪

